

સુ ર થ ની

મુખપૃષ્ઠ] સોમાલાલ શાહ [પીળાં પલાશ

Lakshmi Art, Bombay, 8.

# પીળાં પલાશ

ત્રણ બાળનાટકો



લેખક

કૃષ્ણલાલ શ્રીધરાણી

ચિત્રકાર : સોમાલાલ શાહ



શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર

ભાવનગર

સાત આના ૫૭૩૩

પ્રકાશક :
ગોપાળ ગજાનન વિદ્વાંસ
શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિર
ભાવનગર

૧૦, ૨૫૫

પહેલીવાર
દીવાળી ૧૯૮૯
૧૯૩૩ ઑક્ટોબર
૧૧૫૦ નકલ

## અર્પણ . . . . . . .

વિજયા, શાંતા, લીલુ; વિનુ, શરદ, દસુ;
સુશિ, બબુ, ટીકુ; ભૂપત, હીરા, વિસુ;
જશી, બટુક, બચુ; ઇંદુ ને બિન્દુ; જોગનુ,
રણુ, કિરણુ, પ્રેમલ ને બેબી; કસુ, ચંદુ,
મંજુ; કનુ, મનુ, તનુ; બાબુ, અંબુ, ડોલર;
શંકર, ગણપત; વાયોલેટ, રિતા, ડૉરા;
હબીબ, ઇસા ને મરિયમ; શાંતિ, કાંતિ;
તારા ને ધીરી; કરસન; દિનશા, ખુરશેદ,
ગુલાબબાઈ; ગજુ ને નલિની ને કુસુમ:

આમાં ક્યાંક તો તમે આવી ગયાં હશો ને ?
હવે, લેતાં જાવ ! . . . . . .

લેખકનાં પ્રકાશિત પુસ્તકો—

'વડલો'

એકાંકી શોકપર્યવસાયી નાટક

'ઇન્સાન મિટા દૂંગા!'

જેલજીવનની એક કથા

'પીળાં પલાશ'

ત્રણ બાળનાટકો

લેખકનાં પ્રગટ થનારાં પુસ્તકો—

'પદ્મિની'

મૂલ્યશાસ્ત્રની એક કૂટ સમસ્યા ચર્ચતું નાટક

'મોરનાં ઈંડાં'

ત્રણ અંકનું નાટક

'કોડિયાં'

કાવ્યસંગ્રહ

'ત્રિશૂલ'

ત્રણ વાર્તા, ત્રણ નાટકો અને ત્રણ કાવ્યોનો સંગ્રહ.

---

'પદ્મિની' સિવાયનાં પુસ્તકો શ્રીદક્ષિણામૂર્તિ પ્રકાશનમંદિરનાં છે.

## મામાને ઘેરેથી—

બે દિવસથી ઉમરાળા આવ્યો છું. મનમાં એમ કે ગામડામાં તો એકાંત મળશે. પણ એકાંતનું તો હવે સ્વપ્નું જ સેવવાનું. મિત્રોને સમજાવી પટાવી કાળુભારના વિશાળ પટમાં સરી જાઉં છું. રાતા ઉનાળાએ પાણી તો સૂકવી નાખ્યાં છે, પણ વાળુને વધુ રમ્ય બનાવી મૂકી છે. આકાશની અટારીએ તારાઓનાં ઝુમ્મર ઝગે ત્યાં સુધી નદીની રેતમાં પડ્યો રહું છું, અને બાળપણ યાદ કરું છું.

આ એક બાજુ ધોળનાથ મહાદેવનું મંદિર! સવારના પો'રમાં અહીં નહાવા આવતા. કિચુડકિચુડ કોસ ચાલતા અને ઢેલરાણી સાથે મોરલા વિહાર કરતા. પાળિયા ઉપર ફાળિયાં સૂકવી અમે મહાદેવને મંદિરે સુખડ ચોપડવા જતા.

અને આ માતાજીના મંદિરની નોબત વાગે! રોજ રોજ જુદા જુદા કુટુંબનો પ્રસાદ વહેંચવાનો વારો આવતો. મામાનો વારો આવતાં હું ટોપરું ને સાકર લઇ જતો.

સામે આ ગઢની રાંગ કાળુભારને કાંઠે કાંઠે દોડતી જાય! અમે એની ઉપર દોડતા જતા અને સાત ટાપલિયો દા' રમતા. ભાવનગર રાજ્યની આ તો જૂની રાજધાની!

અને આ ધોબીકાકા પોતાની ઘોડીને લઇને હવાડે પાણી પાવા આવ્યા! આવતાં અને જતાં અમે એની ઘુઘરિયાળી ઘોડીવાળી ગાડી વાપરતા.

અને 'બાળકોની રંગભૂમિ ખાલી છે!' એવો ગિજુભાઇનો અવાજ આવે છે. આનાથી રૂડું બીજું કયું સ્થળ એ કામ માટે? ચાલ, આજ તો ચોપાટ રમવા નથી જવું મિત્રોને ત્યાં! વાળુ કરીને દીવો પેટવી બેસી જઇશ અગાશીમાં!

પણ એક નિશ્ચય પહેલેથી: "છોકરાંઓ માટે લખવું છે. છોકરાં સમજાવવા નથી લખવું."

બાલસાહિત્યનો મારો આદર્શ Wordsworthની Lucy Grayનો છે. વિષય બાળકો સમજી શકે તેવો સાદો અને સહેલો છતાં સ્નાતકો પણ એમાં રસ લઇ શકે તેવા કાવ્યતત્ત્વવાળો હોવો જોઇએ.

પણ એ આદર્શને કેટલે સુધી પહોંચી શકયો છું તે તો ગિજુભાઇ જાણે!

ઉમરાળા
૨૪, ૫, '૩૩

કૃષ્ણલાલ શ્રીધરાણી

# સત્કાર

ગુજરાતના પ્રફુલ્લતા કવિ સામે છાબડી ધરી ઉભો રહ્યો, અને તેણે છાબડીમાં 'પીળાં પલાશ' આપ્યાં. પણ મારી છાબડી અધૂરી રહી. મેં ફરી વાર માગ્યું, અને તેણે બીજી વાર છાબડીને ભરી: બાલહાસ્યવિનોદથી. તોયે છાબડી અધૂરી રહી, એટલે મેં ત્રીજી વાર યાચ્યું. અને તેણે મોગરાની ફૂલપરીથી છાબડીને છલકાવી દીધી! બાળકો માટે મેં માગેલી અને ભાઇ કૃષ્ણલાલે આપેલી આ ભેટ આજે બાળકો પાસે જ અમે બન્ને મૂકીએ છીએ. ગુજરાતનાં બાળકો એને સત્કારશે.

ગુજરાતની બાળરંગભૂમિ બાળનાટકો વિહોણી હતી. એક બે રડ્યાંખડ્યાં સાચાં બાળનાટકોથી ઉલટી તે વધારે ખાલી લાગતી હતી, અને કેટલાંએક અપક્વ બાળનાટકડાંથી તે વરવી લાગતી હતી. આજે આ નાટકત્રિવેણીથી રંગભૂમિ શણગારાશે, અને બાળનાટક-સાહિત્યની ભૂમિકાનું સુરૂપ અને સ્પષ્ટ મંડાણ થશે; તેની સાથે જ બાળકની અભિનયવૃત્તિને પહેલો પણ સૌંદર્યભર્યો સંતોષ થશે.

શારદામંદિરના છેલ્લા બાલોત્સવમાં ટાગોરનું ગુજરાતી લૂગડાં પહેરેલું 'વસંતોત્સવ' સુંદર રીતે ભજવાયેલું મેં જોયું. તે વખતે તો ઉંડેથી એક નિરાશાનો નિશ્વાસ અનિચ્છાએ સરી પડ્યો હતો. કવિવર ટાગોર જગતનાં બાળકોને આવાં નાટકો આપે ત્યારે કોઇ ગુજરાતી કવિ ગુજરાતનાં બાળકોને કેમ કાંઇ ન આપે? ગુજરાતના કવિઓ અને નાટકકારો બાળકો તરફ ક્યારે વળશે?

પણ થોડા જ વખતમાં મારી આશા આજે તૃપ્ત થઈ છે; અને બાળરંગભૂમિ ઉપર શ્રીધરાણીને હું લઈ આવ્યો છું કે તે તણાઈ આવ્યા છે, તેનો કશો પણ નિર્ણય કર્યા વિના તેની આ સુંદર ભેટ ઝીલીને બાળકોને આપું છું.

આ એક નાટક છે, અથવા તો ત્રણ નાટકો છે. નવીન રીતે એક નાટકમાં ત્રણ અંકો પેઠે આ નાટકના ત્રણે અંકો ત્રણ નાટકો છે, અને છતાં તે એક જ વખતે એક જ બેઠકે ભજવવાને માટે નિર્મિત કરેલા છે. એની અસળંગસૂત્રતા જ બાળરંગભૂમિને એટલી બંધબેસતી થશે કે તે સૌથી વધારે બાળકો જ સમજી શકશે. બાલ-સ્વભાવ જે વૈવિધ્ય સાથે એકતાનતા માગે છે તે આ ત્રણ વિવિધ નાટકો તેમને આપવાનાં છે.

લોકવાર્તાની ઢબે પ્રગતિ કરતું બાલસાહિત્ય બાળનાટકમાં પણ ઐતિહાસિક પરંપરાને જાણે કે સન્માન આપતું હોય તેમ લાગે છે. બાલવિકાસ અને બાલસાહિત્યનો વિકાસ સાથે ચાલ્યાં છે તેના પ્રથમ પગલામાં લોકવાર્તાને જે સ્થાન છે તે સ્થાન લોકવાર્તાના વાતાવરણમાં ખીલી ઉઠેલાં 'પીળાં પલાશ'ને છે. લોકોને લાગશે કે આવા સુંદર નાટકનું વસ્તુ આવું તે ક્યાં લીધું ? બાળકો સામે પ્રેમની વાર્તા, સ્વયંવરનું દર્શનઃ આ બધું તે આ યુગમાં શોભે ? કવિ રવીન્દ્રે 'એક હતો રાજા' (There was a king) નામની વાર્તામાં તેનો જવાબ આપ્યો છે. બાળમાનસને મતપંથ વિના અવલોકનારને એનો જવાબ ખૂંચ્યો નથી. મોટા જીવનની સઘળી નાની રમતો નાનપણથી જ શરૂ થઈ મોટા જીવ-નને માર્ગે વહે છે. ફળ આપતું વૃક્ષ ઉગે છે ત્યારથી જ ફળનો રસ ફળમાં ભરે છે. અંત તેના આદિમાં છે. તેમ જ લગ્નજીવનને

પણ પ્રથમાવસ્થા છે—બીજાવસ્થા કે આદિઅવસ્થા છે. અદ્ધરથી ઉતરી આવેલું લગ્નજીવન લગ્નજીવન નથી થતું પણ પશુજીવન બને છે. નિર્દોષ વાર્તાઓમાં, લગ્નઋતુમાં દૃષ્ટિએ પડતા વરઘોડામાં, નવપરિણીત ભાઇભાભીની વેલડીઓમાં, નાનાં બાળકોના લગ્નજીવનની ભાવનાના પાયા છે. અને એટલે જ જેઓ બાળહૃદયમાં પેસી શક્યાં છે તેવા સરળ હૃદયનાં અશિક્ષિત કે શિક્ષિત વૃદ્ધજનોએ કોઇ દિવસ એવો ફતવો કાઢયો નથી કે બાળકોએ લગ્નોત્સવમાં ન આવવું, સીમંત પ્રસંગે તેમને ગામબહાર કાઢી મૂકવાં, ઘરમાં બીજાં નાનાં બાળકો આવે ત્યારે નવાં નાનાં બાળકોને દેશ પરદેશ મૂકી આવવાં! આવી નિર્દોષતા સાચવવાનું ભયંકર કૃત્ય સમાજના કોઇ ડાહ્યા માણસે હજી સુધી કર્યું નથી. અને એથી જ લગ્નવિધિઓ નહિ સમજાય તેવી રીતે ભવિષ્યનાં પવિત્ર એવાં પોતાનાં લગ્નોની ભાવના જગાડનાર તરીકે કાળથી ઉભી રહી છે. આવી લોકવાર્તાઓ એ જ રીતે નિર્દોષ હોવાથી અત્યંત સંકુચિત સમાજના જતરડામાંથી પસાર થયા પછી જ તે સામાજિક જીવનના શિક્ષક રૂપ હોવાથી ટકી શકી છે. અને આજે પણ તે વિશુદ્ધ અને ઉદાત્ત પ્રેમના પ્રદર્શન રૂપે આ નાટકખંડ રૂપે વિના સંકોચે અને નિર્ભયપણે આવી ઉભી રહે છે.

'પીળાં પલાશ' સૂંઘીને બાળકો ભાવિ લગ્નજીવનની આછી, નિર્દોષ સૌરભ લેશે; અને નિર્દોષતાને ઓપાવે એવો તેનો પીળો રંગ જોઇને તેઓ પોતાના મનની રજનીગંધા અને ભરથરીના પ્રેમની પ્રેમમૂર્તિઓ કલ્પશે. પોતાની બાએ કેવા ભવ્ય પ્રેમથી પોતાના પિતાને શોધ્યો હશે તેનો વિચાર આવશે; અને બાળકોની સાથે જ બેસીને આ નાટક જોનારાં માબાપોને તેમના પ્રેમજીવનનો ઉપડી ગયેલો પડદો ફરી એક વાર નીચે ઉતરતો દેખાશે.

ડુંગળીબાઇ ડોળા તાણે રાજ,
કણજર કાકો પરણે છે;
મરચાંભાઇ મૂછો મરડે રાજ !
કણજર કાકો પરણે છે.

કુશળ માનસશાસ્ત્રી કોઇ લોકકવિએ કણજરકાકાનો વિવાહ ગાઇ સૌના કાકા દાદા ને મામી માશીના વિવાહ ગાઈ બતાવ્યા છે. લોકકવિનું બીજું દૃષ્ટિબિંદુ જમાના પ્રમાણે લગ્નમાં જતા સામાન્ય મનુષ્યસ્વભાવનું આલેખન હતું. લોકપ્રસિદ્ધ—

જાન જનાવરની મળી,
મેઘાડંબર ગાજે !
બકરીબાઇનો બેટડો,
પરણે છે આજે !

એ પંક્તિઓ રચી સદ્ગત સાક્ષર શ્રી. નવલરામભાઇએ લોકરૂઢિ ઉપર પ્રહાર કરવા માટે આવું બાળકાવ્ય રચ્યું, અને લગ્નનો આદર્શ કેટલો નીચો ગયો છે તે બાળકો સુદ્ધાંને કહી દીધું.

'પીળાં પલાશ' Companionate Marriageના આ યુગમાં પ્રેમ અને સ્વયંવરલગ્નની પુણ્યપુરાણ પ્રણાલિકાનું પુનર્જીવન કરે છે; અને અનેક રાજપુત્રો બાલિકાને ચરણે બેસતા છતાં તેનો જીવનપ્રેમ એક ભરથરી ઉપર ઢળે છે ત્યારે **मनोहि जन्मांतर–संगतिज्ञम् ।** ની સાક્ષી પૂરે છે.

આ વિદ્વત્તાભરી પ્રસ્તાવનામાં બાળકો નહિ સમજે પણ 'પીળાં પલાશ'ના નાટકમાં રહેલી ભાવનાને તો તેઓ સમજશે.

લોકકવિએ શાકપાંદડાંને, નવલરામભાઇએ પશુઓને અને

કૃષ્ણલાલે ફૂલોને ઓળે એક જ સરખી ભાવના વ્યક્ત કરી. પણ તેમાં ઉત્તરોત્તર સજીવતા, સંસ્કારિતા, સૌંદર્ય અને કલાદૃષ્ટિ છે. ફૂલફૂલો વચ્ચેની પ્રેમની વાતો પ્રેમ જેટલી જ સુકોમળ અને સુવાસિત છે. અર્ધ ફૂલો રૂપે અને અર્ધ માનવી રૂપે નાટક ભજવતાં આ બાળકો ફૂલોની સુગંધ અને બાળકોની નિર્દોષતાથી રંગભૂમિને ભરી દેશે. અને એ જ આ પ્રથમ ખંડનું નાટક જોનારને ફળ મળશે.

છાબડીમાં અર્પેલ બાલવિનોદ જરાક ગંભીર બનેલા બાળકને જેટલો સહજ છે તેટલું જ પ્રથમ ખંડ પછી મધ્ય ખંડ તરીકે 'બાળા રાજા' સહજ છે. જે સહજ વિનોદ બાળકો નિત્યના જીવનમાં કરતાં માર ખાય છે, અગર હમેશાં જેમની પાસે નાના થઈને બેસવું પડે છે તેમની ઠઠ્ઠા ઉડાવવામાં વાપરે છે, તે વિનોદ નાટકકારે બાળકોને આપીને બાળકોમાં દબાતી અગર વિકૃતિ પામતી વિનોદવૃત્તિને ઊર્ધ્વગતિ આપી છે.

પહેલા ખંડમાં નાટકકાર માનસશાસ્ત્રી છે—સમાજશાસ્ત્રી છે, ત્યારે બીજા ખંડમાં તે તેમના જેવડો જ બની તેમના મનોભાવ સાથે ઓતપ્રોત થતો, નદીમાં કે શેરીમાં કે ગઢની રાંગે કે વનની વાડીમાં રમતો બાળા રાજા છે. ફરી એક વાર તે કાવ્ય અને ફિલસુફીનો ભાર હળવો કરી છોકરાઓના રાજાની કચેરીમાં કામદાર બની બેસી જાય છે, અને તેમની સાથે નાચવા ખાતર બાળા રાજાને નચાવવાને બહાને નાચે છે. કોઈ પણ જાતની પૂર્વ તૈયારી વિના અને 'રીહીયરસલ' વિના આ મધ્યમ ખંડ બાળકો હોંશે હોંશે ભજવશે. તેમની દબાયેલી તમામ વૃત્તિને તે મુક્ત કરશે. મોટાઓ અને શિક્ષકો આ ભાગ ભજવવા દેશે તો છોકરા-

ઓનું તેમના પ્રત્યેનું ઝેર ઉતરી જશે. છોકરાંઓ માબાપને કે શિક્ષકને મારવાને બદલે ઘણી વાર લાકડાના થાંભલાને કે પાળિયાને મારે છે, તેમ પોતાનાં માબાપો તેમને નાટક કરવા દેતાં નથી તેની વાત ખાનગી રીતે કોઇને કહેવાય તેને બદલે સ્ટેઇજ ઉપર જાહેર રીતે કહીને તેઓ મનનું દર્દ હળવું કરશે, અને પોતાને અને માબાપને બચાવશે.

ગ્રીમ્સ અને એન્ડ્ર્યુ લેંગની પરીકથાઓનાં વર્ષો ગયાં છે; બૅટર બેબીઝ અને પીટર પાનના દિવસો ગયા છે; અને મોરીસ મેટરલીંક જેવા સમર્થ લેખકના બ્લ્યુ બર્ડના દિવસો પણ ગયા છે. વિજ્ઞાને પરીઓના જીવંતકાળને નજીક આણ્યો છે તેની સાથે જ માનસશાસ્ત્રે તેનો અંત નજીક જોયો છે. જ્યાં રશિયામાં ઇશ્વર નથી રહી શકતો ત્યાં પરીઓ તો ક્યાંથી જ રહી શકે ? અને જ્યાં પૃથ્વીના બીજા દેશોમાં ઇશ્વરને પણ ખોટાઓ સાથે ખોટા થઇને રહેવું પડ્યું છે ત્યાં ખોટી એવી પરીઓને પણ કલ્પનાના વિહારમાં રહેવું પડ્યું છે. એટલે જ આજે ઇશ્વરની સાથે પરીઓને હાંકી કાઢવા માટે રશિયાને અનુસરવું કે નહિ તેનો ઇતર દેશોમાં ખળભળાટ છે. બન્નેનું બને તે ખરૂં !

પણ હવે એમ કહેવાનો જમાનો નથી કે પરીકથા કે નાટકથી બાળકોની કલ્પના ખીલશે. તેનાથી કલ્પના નહિ પણ તરંગ ખીલે છે. અને માનસશાસ્ત્રી કહેશે કે તરંગ સાથે દૂર દૂર રમતા તરંગ ગાંડપણની ભેટ ધરે છે. એટલે જ પરીઓની વાર્તાઓનું કથન નિશાળના ઓરડાઓમાંથી બહાર નીકળી છેલ્લે પગથિયે ધક્કાની રાહ જોતું બેઠું છે. અને થોડા જ વખતમાં સારી દુનિ-

યામાંથી બાળકોના મગજને ગાંડપણનું પાન પાનારી પરીસૃષ્ટિ પરીઓના જ દેશમાં અદૃષ્ય થઈ જશે.

Red Corner Bookમાં Why નામની વાર્તા મેં વાંચી ત્યાં સુધી બાલસાહિત્યમાંથી પરીઓ કાઢી નાખીને પરીઓ કેવી રીતે રાખવી તેની મૂંઝવણમાં હું હતો. બાળકોને બધો વખત વઢતાં, ચીડાતાં, મ્હોં મરડતાં માબાપો અને શિક્ષકો નથી ગમતા એટલે તો તેમને ભલી પરીઓ કલ્પવી પડે છે; અને કજિયાળી માતાને ગાળો દઈ દેવા કે તેની સામે રોષ કાઢવા ખરાબ પરીને સરજવી પડે છે. પણ તે સંતોષકારક વાસ્તવિકતાને અભાવે! પણ રશિયા માને છે તેમ સૌંદર્ય વિનાની નરી વાસ્તવિકતા પણ બાળકોને સંતોષી શકતી નથી. વાસ્તવિકતા અને તરંગ વચ્ચે કલ્પના છે. કલ્પના એટલે સત્યને આધારે ઉડ્ડયન. Why* નામની વાર્તા વાસ્તવિક પરીવાર્તા છે. દુનિયાનો નવો આદર્શ આપવા માગે અને બાળકોનું માનસ કબૂલ રાખી શકે તેવી એ પરીકથા છે. તે વાસ્તવિકતાની વાસ્તવિકતા છે, અને પરીકથાની પરીકથા છે. બાળકોને પ્રિય એવાં પશુપક્ષીઓ અને વનદેવીનાં પાત્રો મારફત શ્રમજીવી અને ધનજીવીની હૃદયદારક કથા એમાં છે.

મેં 'સોનાપરી' ધડકતે હૈયે વાંચવી શરૂ કરી. મને થયું: "આ 'સોનાપરી' ગમે તેવી રૂપવતી, અભિનયવાળી, સૌરભભરી કલાકૃતિ હશે તો પણ મારે કૃષ્ણલાલને કહેવું જોઇશે કે યુગ અને માનસશાસ્ત્ર સાથે ચાલીને 'સોનાપરી'ને પરીઓના મુલકમાં પાછી મોકલી દો." શ્રીધરાણીએ નવી પરીકથા લખવામાં સિદ્ધહસ્ત

*ગિજુભાઇએ 'બાળગોપાળ'માં તેનું ભાષાંતર કર્યું છે: "શા માટે?"

જૂના પરીકથાના લેખકો જેવું જ કૌશલ બતાવ્યું. છેડે આવતાં જ મારી મૂંઝવણ ટળી. મને થતું હતું: "આવી પરીકથા મારે નિર્દય થઇને છાબડીમાંથી પાછી આપવી પડશે, અને છાબડી અધૂરી રહેશે." પણ આખરે 'સોનાપરી' ભાઇબહેનોની સાચી એવી મોટી બહેન જ નીકળી, અને સવાર પડ્યું ત્યાં તો મોગરાથી છાબડી ઉભરાઇ ગઇ!

એ ઉભરાઇ ગએલી છાબડીમાંથી જેને જોઇએ તે પીળાં પલાશ લે, જોઇએ તે મોગરા લે, અને હાસ્યવિનોદ તો સહુને જ જોશે. આ છાબડીનાં દ્રવ્યો લઇ ભલે ગુજરાતનાં બાળકો કવિએ આપેલાં, પરીઓના દેશમાંથી જાણે કે આણેલાં, પાંખો સાથે હૃદય ફરફરાવતાં નૃત્યગીતો પરીઓ જેમ નૃત્ય કરતાં ફરીફરીને ગાઓ, અને રંગભૂમિના શણગારને છેલ્લી પીંછી લગાડી અનુપમ શોભાવો!

ચાલો ત્યારે, ગુજરાતનાં બાળકો તરફથી જે ઉગતા સૂર્યને હું સત્કારી રહ્યો છું તેને આપણે સૌ માબાપો અને શિક્ષકો સત્કારીએ!

બાલમંદિર<br>
૨૪, ૬, '૩૩

ગિજુભાઇ.

# ક્રમિકા : : :





# પીળાં પલાશ

## ત્રણ બાળનાટકો



# પ્રાર્થના



[ બાળકો ઉભાં ઉભાં જ ગાય છે અને ગાતાં ગાતાં અંગ-પ્રત્યંગને મોકળાં મૂકી ગીતનો ભાવ વ્યક્ત કરવા દે છે. ]

તારે મંદિરિયે ફૂલ ધરવાને,
બાળકને કેમ જાવું પડે ?
વિશ્વ ભર્યું તારા પગલામાં,
જ્યાં હોય ત્યાંથી ફૂલડાં અડે.

તારે મંદિરિયે નૈવેદ્ય ધરવા,
નિત નિત જાવું ગમતું ના:
ભૂખ્યા જનોમાં તુજને પેખી
કહેશું કે "લે લે, ભાઈ! ખા."

તારે મંદિરિયે દીપ ધરવાને,
જાવું ઠીક નહિ અમને:
જ્યાં જ્યાં વિશ્વ મહીં અંધારૂં,
ત્યાં ધરશું દીપક તમને.

તારે મંદિરિયે ફૂલ ધરવાને,
બાળકને કેમ જાવું પડે ?
વિશ્વ ભર્યું તારા પગલામાં,
જ્યાં હોય ત્યાંથી ફૂલડાં અડે.

# પીળાં પલાશ

કેસૂડાં તો કેસરિયાં જ હોય: અહીં-તહીં અને જ્યાં જ્યાં ખીલે ત્યાં.

પણ જીવનમાં પહેલી જ વાર રવિન્દ્રનાથના બાગમાં માત્ર એક જ ખાખરા ઉપર પીળાં પલાશ ઉઘડતાં જોઇને જે અકથ્ય લાગણી થઇ તે કહેવા—

## અંક પહેલો—

મોટા જંગલની મધ્યમાં ઉંચી ટેકરી ઉભી છે. ટેકરી ઉપર સુંદર બાગ છે, અને બાગની વચમાં મોટો મિનાર છેઃ જાણે રજનીગંધાનો છોડ સ્થિર થઇ ઉભો છે!

ચક્રાવો લેતાં પગથિયાં સૌથી ઉપલા ખંડને ઉંબરે જઇ અટકે છે. આસપાસ ઉંચા થતા શરુનાં ઝાડો પણ ઉપલા ખંડમાં ડોકાઇ શકતાં નથી એટલો તો ઉંચો મિનાર છે.

બ્રહ્માનાં ચાર મોઢાં જેવી ખંડને ચાર બારીઓ છે. ગાઉ-ઓના ગાઉ સુધી પથરાયલી ઝાડી દૃષ્ટિને અવરોધે છે.

વાઘવરૂની ત્રાડો અને પવનની ઝડીઓની વારે વારે વાત આવે છે.

ઉડતાં ને ફરતાં, આવતાં અને જતાં પંખીઓ કિલકિલાટ કરતાં જાય છે.

મહારાજાની એકની એક કુંવરીનો આ એકાંતવાસ છે. મનગમતાને જ વરવાનું એને વર છે. ભાગ્યશાળી કુંવરને મહા-રાજાનું રાજ્ય જાય એમ છે. દેશદેશાવરથી રાજકુમારો જીવનની હોડ રમવા નીકળી ચૂક્યા છે. પણ કુંવરીની કસોટી આકરી છે.

કેમ કે રજનીગંધા એનું જેમ નામ છે, તેમ રજનીગંધા જેવો એનો વાન છે. પૂનમના ચાંદા જેવું એનું મ્હોં અને એની ઉપર સવા લાખ જેટલી તો ગૂંચળાં ખાતી સોનેરીવાળની વેલીઓ છે. આંખોમાં અમીકુંડ ભર્યાં છે તો હથેળી ઉપર અને પાની પર દશ દશ પ્રદીપશિખાઓ મૂકાયેલી છે.

ચોમાસાની સવારનો ઠંડો પવન આવે છે. અને આખા વનની એકત્રિત સુવાસ લાવે છે. બારીના બારસાખ ઉપર માથું ટેકવી રજનીગંધા એકતારાના સૂરમાં પરોવાયેલું નીચેના ખંડમાંથી આવતું ગાન સાંભળી રહી છે. બે દાસીઓ મોરપીંછનાં ચમ્મર ઢોળી રહી છે. મખમલમઢી બેઠકો ખાલી પડી છે.

[ ઉપર આવતું ગીત:

આવળ બાવળ બોરડી ને,
ઉભાં આડાં શરૂનાં ઝાડ:
ઉંડી ખીણો ઉંડી કંદરા ને,
ઉંચા ઉભા છે પત્થર પહાડ:
કેડી વિનાના જંગલ તારા !
સાગરને વળી હોય ઓવારા ?

[ નીચેના ખંડમાં ચાબૂક પડ્યાનો અવાજ થાય છે. તરત જ ચીસ પડે છે.]

**રજનીગંધા :**

[ ઝબકી ઉઠી ] દોડો, દોડો દાસી ! અરે એને કોઇ બચાવો ! બધા ભેગા થઇ એને મારી નાખશે. [ દ્વાર પાસે જઇ ]

તમે આમ મારી સામે શું તાકી રહ્યાં છો? સાંભળતું નથી કોઇ? અરે કોઇ દોડો!

એક દાસી:

શાંત થાઓ બા! એમાં આપણો ઉપાય નથી.

રજનીગંધા:

ઉપાય કેમ નથી? એને આપણાથી મરવા કેમ દેવાય? અને એમાં એનો શો અપરાધ? મને ગમે છે અને ગાય છે—મારે માટે ગાય છે, એમાં એનો શો અપરાધ? હું કહું છું અને એ ગાય છે. મારાથી કહ્યા વિના રહેવાતું નથી, અને એનાથી કર્યા વિના રહેવાતું નથી. એમાં અમારો શો અપરાધ? જાવ, એને કોઇ બચાવો!

બીજી દાસી:

પણ મહારાજાને એ જ પસંદ નથી. દેશ દેશાવરમાં વાતો ચાલી છે કે મહારાજકુંવરી રજનીગંધા એક ભરથરીના પ્રેમમાં પડ્યાં છે; અને માટે કોઇ કુંવર પસંદ પડતો નથી. એક પછી એક કુંવરો પાછા જવા લાગ્યા છે, અને મહારાજાને કુળની આબરૂ સાચવવી ભારે થઈ પડી છે.

રજનીગંધા:

પણ એમાં એનો શો અપરાધ? હોય તો તે મારો છે, અને એની સજા પણ હું ભોગવી રહી છું. મહારાજાએ પરણ્યા પહેલાં એમને મારૂં મોઢું બતાવવાની મના કરી

છે. માટે તો હું એકલી આવીને આ કરાળ જંગલમાં વસી છું. ત્યાં પણ મને મનગમતું કરવાની છૂટ નહિ? ત્યાં પણ મારા મનને બેડીઓ પહેરાવવાની? અરે પણ સાંભળો, સાંભળો! એ ગાય છે, એ ગાય છે. શાંતિ, શાંતિ!

[ઉપર આવતું ગીતઃ

બંધ કરી દે બોલવું રાણી,
દેજે મને ના સાદ!
આવ્યા વિના મન માનતું ના, ને
ભોમિયો ના એકાદ!
કેડી વિનાના જંગલ તારા!
સાગરને વળી હોય ઓવારા?

[ફરી ફટકા પડે છે. આર્ત ચીસો ઉપર આવે છે.]

**રજનીગંધા:**

અરે કોઈ દોડો! એને બચાવો, એને ઉપર લાવો; ઉગારી લો! [ઉંબરમાં જઈ] કોઈ છે કે? દ્વારપાળ?

**દ્વારપાળ:**

[નમન કરી] આદેશ, કુમારી!

**રજનીગંધા:**

આદેશ? શું તું મારો આદેશ ઉઠાવવાનો?

**દ્વારપાળ:**

મહારાજાની આજ્ઞાને અનુસરતા આપના તમામ આદેશોનો અમલ કરવાનો મને હુકમ છે, કુંવરીબા!

રજનીગંધા :

તો જાવ; ભરથરીને મુક્ત કરો.

દ્વારપાળ :

એ આજ્ઞા મહારાજાના આદેશને અનુસરતી નથી.

રજનીગંધા :

અનુસરતી નથી ? દ્વારપાળ ! તમે મારો હુકમ ઉઠાવવાને માટે છો, મને ઉપદેશ આપવાને નહિ.

દ્વારપાળ :

દિલગીર છું, બા !

[ દ્વારપાળ ચાલ્યો જાય છે. ]

રજનીગંધા :

અરે દાસી ! કોઇ જાવ. એ રીબાતો હશે; એને મુક્ત કરો !

[ દાસીઓ મૌન સેવે છે. ]

તમે કોઇ મારૂં નહિ સાંભળો ? કોઇ નહિ માનો ? ત્યારે હું જ જાઉં ? મારા દાંતથી નકૂચાને તોડી નાખીશ, અને મુક્ત કરીશ એને અને મારા મનને !

[ દાસીઓ બારણાં વચ્ચે ખડી થઇ જઇ કુંવરીને બહાર જતી અટકાવે છે. ]

ખસો, ખસો તમે આડેથી. મને મુક્ત કરો !

પહેલી દાસી :

માફ કરજો, બા! મહારાજાની આજ્ઞા છે કે આપને અહીંથી ઉતરવા ન દેવાં!

રજનીગંધા :

[ હતાશ થઈ બેઠકમાં પડતી ] અરેરે! મારા આવાસમાં હું જ બંદીવાન?

[ દ્વારપાળ આવીને નમન કરે છે. ]

દ્વારપાળ :

મહારાજ પધાર્યા છે, બા!

રજનીગંધા :

મહારાજ! બાપુ! [ આંખો લૂછતી ઉભી થાય છે. ] એમને અહીં બોલાવ. હું એમને પગે પડીશ. ખોળો પાથરીને વિનવીશ.

દ્વારપાળ :

મહારાજ બહાર ઉભા રહેશે. આપને કાંઈક કહેવા તેઓ આવ્યા છે; જોવા નહિ!

[ બહાર જાય છે, અને બારણાને બહારથી વાસી દે છે. ]

રજનીગંધા :

[ બારણા ઉપર હાથ પછાડતાં ] ખોલો! ખોલી દો મારાં દ્વાર! મારે બહાર આવવું છે; મહારાજને મળવું છે!

—બહારથી :

શું છે, રજનીગંધા ?

રજનીગંધા :

અંદર આવો, બાપુ ! આપને પ્રણિપાત કરવા છે.

—બહારથી :

મારાથી તારું મોઢું ન જોવાય, બેટા ! મારું પ્રણ તૂટે. મોઢું દેખાડતા પહેલાં તારે કોઈકને માળા પહેરાવવી પડશે.

રજનીગંધા :

પણ માળા કોને પહેરાવું ? સૌનાં ગળાં સરકી જાય તેવાં પાતળાં છે !

—બહારથી :

તો આજે મોટા ગળાના માનવીઓ મોકલીશ. પૃથ્વી ઉપર રાજપુત્રોનો તોટો નથી.

રજનીગંધા :

પણ મારે પરણવું જ નથી !

—બહારથી :

તો તારી ઇચ્છા ! [ જોરથી ] પહેરેગીર ! જાવ, બંદીવાનને ખીણમાં ફગાવી દો !

રજનીગંધા :

[ ફફળી ઉઠી ] ક્ષમા કરો, ક્ષમા કરો, મહારાજ ! હું પરણીશ, પણ એને મુક્ત કરો ! મને એનું મોઢું જોવા દો; પછી હું ઇચ્છાવર વરીશ.

—બહારથી :

તારી ઇચ્છા. તો મોકલું રાજકુમારોને ? તારે માટે તેઓ જાગરણ કરતા તળેટીમાં તંબૂઓ તાણી પડ્યા છે.

રજનીગંધા :

હા, મોકલો પિતાજી! પણ ભરથરીનેય મોકલજો.

—બહારથી :

એ સૌથી છેલ્લે. પહેલાં મોકલું તો રાજકુમારોને હીણપદ લાગે!

રજનીગંધા :

જેવી ઇચ્છા આપની!

[ પગથિયાં ઉપરથી કોઇ ઉતરી જાય છે. રજનીગંધા ઢગલો થઇ સોફામાં પડે છે. બારણાં ઉઘડે છે અને અનેક ક્ષણ સુધી રાહ જોતો વાયુ એના કેશગુચ્છોમાં પેસી સંતાકુકડી આરંભે છે. દાસીઓ વીંજણા વીંઝે છે. ]

[ ઉપર આવતું ગીત:

ડગલે પગલે ઠેશ પડે ને,
આંખ ફરૂકે આજ!
અપશુકનમાં દોડતો આવું,
પાણીને હોય ના પાજ!
કેડી વિનાના જંગલ તારા!
સાગરને વળી હોય ઓવારા ?

રજનીગંધા :

બંધ કરો ! બંધ કરો બધાં બારીબારણાં ! નથી સહાતું, નથી સહાતું એનું ગાન !

[ દાસીઓ ઉઠી બારીઓ બંધ કરે છે. એક રાજકુમાર પ્રવેશ કરે છે. ]

કાંચન :

મારું નામ કાંચનકુમાર, રજનીગંધા ! તમારી અને અમારી રાજધાનીના સીમાડા અથડાય છે. એક વખત રૂપવતી નદીમાં ઘોડો પાવા ગયો હતો. પગનાં આંગળાંઓમાં સોનેરી વાળ આવી વીંટળાયા. પ્રતિજ્ઞા કરી કે પરણું તો એ સુવર્ણકેશીને ! ગોરમહારાજે કહ્યું કે એ વાળ તો રજનીગંધાના ! વિશ્વમોહિની, તારા હાથની માગણી કરું છું.

[ ગોઠણ પડે છે. ]

રજનીગંધા :

સમજી, રાજકુમાર ! પણ મને પરણનારને કસોટીમાંથી પસાર થવાનું છે. હું રજનીગંધા છું. રજનીગંધાને મનગમતું ફૂલ જોઇએ ! નસીબ અજમાવો. આ આવડું મોટું જંગલ પથરાઇ પડયું છે; શોધી લાવો એક ફૂલ. ગમશે તો હું તમારી !

કાંચન :

તો હું જાઉં છું, રાજબાળા ! એક અઠવાડિયા સુધી મારી રાહ જોજો.

[ રાજકુમાર કટકટ પગથિયાં ઉતરી જાય
છે. બીજો રાજકુમાર પ્રવેશ કરે છે. ]

કુન્દન :

મારૂં નામ કુન્દનકુમાર, કુંવરી! વિશ્વેશ્વરપુરનો હું પાટવી! રાજદરબારમાં આવી ભાટચારણોએ તારા ઉર્વશી સમાન સ્વરૂપનાં બિરદ ગાયાં! સુખશાંતિ અળગી કરી ચાલી નીકળ્યો છું. તારો હાથ ચાહું છું, ઉર્વશી!

[ ગોઠણભર પડે છે. ]

રજનીગંધા :

આવડું મોટું વન વિસ્તર્યું છે. જાવ રાજકુમાર, એક ફૂલ પસંદ કરી આવો. તમે પસંદ કરેલું મનેય પસંદ આવશે તો હું તમારી.

કુન્દન :

એક અઠવાડિયાની રાહ જોજો, રાજબાળા!

[ જાય છે. ત્રીજો કુમાર આવે છે. ]

કાજળ :

મારૂં નામ કાજળકુમાર, સુંદરી! હું જન્મ્યો તે રાત અમાવાસ્યાની હતી. દૂર દૂર દક્ષિણમાં મારૂં રાજ્ય છે. પણ સૂર્ય ઢાંક્યો રહે નહિ; અને વાતો તો વા પણ લઈ જાય. વર્ષોથી તારી પ્રતિમા અંતરમાં કોતરી રાખી છે. તું મારી થા એટલી માગણી કરૂં છું.

[ ગોઠણ પડે છે. ]

રજનીગંધા :

અઠવાડિયાની મહેતલ આપું છું, દક્ષિણેશ્વર! પાર વિનાનાં પુષ્પો આ જંગલમાં ઉઘડે છે. હું પણ જગલનું પુષ્પ છું. અને પુષ્પને પુષ્પ જોઇએ. જાવ, પસંદ કરી આવો કોઇ એક.

કાજળ :

આદેશ, માનસપ્રતિમા!

[ જાય છે. ]

રજનીગંધા :

[ પાછળ ફરી ] અને દાસી! જાવ, નીચે જઇ બાકીના સર્વ રાજકુમારોને મારી આજ્ઞાથી સંભળાવી દો કે એક અઠવાડિયામાં સૌએ એક એક ફૂલ ચૂંટી લાવવાનું છે. રજનીગંધાને જેનું ફૂલ ગમશે તેની તે થશે.

[ દાસી પ્રણામ કરી જવા જાય છે. ]

ઉભી રહે. અને કોઇને પણ ઉપર ન આવવા દેવાની દ્વારપાળને આજ્ઞા દેતી આવજે.

દાસી :

આજ્ઞા, બા!

[ જાય છે.

રજનીગંધા બીજી દાસીના હાથમાંથી વીંજણો આંચકી લઇ પોતાની મેળે જ પવન નાખે છે. થોડી વાર બારીમાંથી બહાર જોયા કરે છે; પછી બેડકમાં પડે છે.

બે પહેરેગીરો બંદીવાન ભરથરીને દોરી લાવે છે. એના પગમાં બેડીઓ છે. ગૂંચવાયેલાં એનાં ઝુલ્ફાંઓ ઉડી રહે છે. રજનીગંધા ઉભી થઇ જાય છે. ઘણી વાર સુધી એની સામે તાકી રહે છે. પછી એકાએક—

રજનીગંધા :

[ હીબકાં ભરતી ] ભરથરી ! મારા ભરથરી !

[ એના પગમાં માથુ મૂકી રોવા લાગે છે. ]

ભરથરી :

[ આઘો ખસી ] રડો નહિ, રાજકન્યા !

રજનીગંધા :

[ ઉભી થઇ જાય છે. ફરી એની આંખોમાં તાકવા લાગે છે. ] ભરથરી ! તારી આ દશા ? અને તે મારે કારણે ?

ભરથરી :

કાંઇ નહિ, રજનીગંધા ! મહારાજાએ કહ્યું કે કાં તો હજારો રૂપિયા ઉઠાવી પરદેશ ચાલ્યો જા, અને કાં તો આ મિનારના ભોંયતળિયામાં બંદીવાન બની રહે ! મેં પાછલું કબૂલ કર્યું. મારે ' એક ગીત ગા ! ઓ ભરથરી ! ' એવા તારા શબ્દો સાંભળ્યા કરવા હતા, અને તારે માટે ગાયા કરવું હતું.

રજનીગંધા :

ઓ ભરથરી ! મને માફ કર. મારો અપરાધ થયો છે. મને ક્ષમા કર, ક્ષમા કર !

[ ફરી પગમાં પડે છે. ભરથરી દૂર ખસી જાય છે. ]

ભરથરી :

રજની ! ગંધા !–રજનીગંધા ! માફ મારે તે કરવાનું હોય ? માફ તો તમારે કરવાનું છે કે આજકાલ સારી રજની બિછાનામાં ચોળાયેલાં તમારાં ફૂલ પાંખડી પાંખડી થઇ વનવંટોળમાં ઉડી જાય છે, અને હું એકઠાં કરી સંઘરી શકતો નથી ! ઉભાં થાવ; આમ મને અકળાવો નહિ.

રજનીગંધા :

[ એકદમ ઉભી થઇ જઇ ક્રુદ્ધ દૃષ્ટિએ પહેરેગીરો સામે જોઇ રહે છે. ] ખોલી નાખો; ખોલી નાખો આ પગની બેડીઓ !

[ પહેરેગીરો ભરથરીની બેડીઓ ખોલી નાખે છે. ભૂત ભરાયું હોય તેમ રજનીગંધા ભરથરીના સમસ્ત દેહને ધારીને નીરખી રહે છે.]

ભરથરી, મારા ભરથરી ! આવ, આપણે બે ઘડી બેસીએ– જલદી કર ! મહારાજાની આજ્ઞા છે કે તને તરત જ આ મિનારની બહાર કરવો. ચાલ, એ પહેલાં તને ધારી ધારીને જોઇ લઉં. આવ, બેસ મારી પડખે.

[ રજનીગંધા જઇને આસન ઉપર બેસે છે પછી ભરથરીના આવવાની રાહ જોતી તેની સામે જોઇ રહે છે. ]

નહિ આવે અહીં ?

ભરથરી :

ના.

રજનીગંધા :

અને કશુંય નહિ બોલે?

ભરથરી :

શું બોલું, રજનીગંધા?

રજનીગંધા :

કંઇક, તને જે ગમે તે! તને જે ગમે તે મને ગમશે.

[ ભરથરી ફરીથી ચૂપ થઇ ઉભો રહે છે. ]

[ આરજૂથી ] બોલ તો! યાદ છે તને? તું ગીત ગાઈ રહેતો ત્યારે હું એક ફૂલ ફગાવતી, કાં?

ભરથરી :

હા.

રજનીગંધા :

પછી એનું તું શું કરતો?

ભરથરી :

ખબર નથી મને.

રજનીગંધા :

કહેવું નથી એમ કહે!

ભરથરી :

એમ કહેવું પડે?

રજનીગંધા :

એક દિવસે તો મોગરો ફૂગાવેલો. ગુલછડી અને પારૂલના પણ વારા આવી ગયેલા. હવે શું ફૂગાવવું તેના વિચારમાં છું. બોલ, તને કયું ફૂલ ગમશે ?

ભરથરી :

તને ગમશે તે.

રજનીગંધા :

તે તો નક્કી કરવાનું છે.

[ નીચે જોઇ જાય છે. ઘણી વાર સુધી કોઇ કશું બોલતું નથી. ]

રજનીગંધા :

[ એકદમ ઉંચે જોઇ ] આ તો બહુ ખરાબ ! કોઇએ તો કાંઇ બોલવું જોઇએ : કાં તારે ને કાં મારે. આમ મૂંગા શે બેસ્યું જાય ?

[ ભરથરી મૂંગો જ રહે છે. ]

રજનીગંધા :

બોલને, ભરથરી !

ભરથરી :

મને બોલતાં નથી આવડતું; કહે તો ગાઈ સંભળાવું.

રજનીગંધા :

તો ગા !

[ ઉભી થઇ એક તારો લાવેછે. ]

ભરથરી:

[ ઉભો થઇ જાય છે. રજનીગંધાની સામે જઇ સૂર મેળવે છે. પછી ધીરે ધીરે ગીત છેડે છે. ]

આવળ બાવળ બોરડી ને,
ઉભાં આડાં શરૂનાં ઝાડ:
ઉંડી ખીણો ઉંડી કંદરા, ને
ઉંચા ઉભા છે પત્થર પહાડ:

કેડી વિનાના જંગલ તારા!
સાગરને વળી હોય ઓવારા?

બંધ કરી દે બોલવું રાણી,
દેજે મને ના સાદ:
આવ્યા વિના મન માનતું ના, ને
ભોસિયો ના એકાદ:

કેડી વિનાના જંગલ તારા!
સાગરને વળી હોય ઓવારા?

ડગલે પગલે ઠેશ પડે ને,
આંખ ફરૂકે આજ:
અપશુકનમાં દોડતો આવું,
પાણીને હોય ના પાજ:

કેડી વિનાના જંગલ તારા!
સાગરને વળી હોય ઓવારા?

રજનીગંધા :

[ ગોઠણભર પડી ] બંધ કર, બંધ કર ઓ ભરથરી ! બંધ કર તારું ગાન ! બોલવા કરતાં મોઢું બંધ રાખવું જ સારું છે તેની હવે મને જાણ થઇ.

[ ભરથરી મ્હોં ફેરવી ઉભો રહે છે. ]

ભરથરી, ઓ ભરથરી ! આમ તો જો ! એમ મોઢું ન લગાડ.

[ થોડી વારે ]

ઠીક લે, બોલ તારે બોલવું હોય તે !

[ ભરથરી મ્હોં ફેરવ્યા વિના જ ઉભો રહે છે. રજનીગંધા ઉભી થઇ એની સામે જ જાય છે. ]

રજનીગંધા :

શો વિચાર કરે છે, ભરથરી ?

ભરથરી :

જવાનો.

રજનીગંધા :

ક્યાં ?

ભરથરી :

તુ મોકલે ત્યાં.

રજનીગંધા :

સાચ્ચે જ ?

[ ભરથરી મૂંગો રહી જવાબ આપે છે. ]

રજનીગંધા :

તો જા આ જંગલમાં, અને શોધી લાવ એક ફૂલ !

ભરથરી :

કયું ફૂલ ? અને કેમ ?

રજનીગંધા :

મહારાજને મનાવવા મેં ઇચ્છાવર વરવા નક્કી કર્યું છે. આઠ દિવસની અવધ આપી ઉમેદવારોને આ જંગલમાં પાઠવ્યા છે. સૌએ એક એક ફૂલ ચૂંટી લાવવાનું. જેનું ગમશે, તે મને ગમશે. તુંય જા, ભરથરી ! તારું જો ગમશે તો હું તારી !

ભરથરી :

ના.

રજનીગંધા :

[ ચમકી ] પણ હું મોકલું ત્યાં જવાનું તેં વચન આપ્યું છે !

ભરથરી :

પણ આમાં અન્યને અન્યાય થાય, રજની ! તને મન-ગમતું ફૂલ હું લાવીશ એમ નહિ બને; પણ હું લાવીશ તે તને મનગમતું થશે ! છતાંય તું કહે છે તો આ....

[ મિનારનાં પગથિયાં ઉતરી જાય છે. ]

## અંક બીજો—

અવધના આઠ દિવસ પૂરા થયા છે. દેશદેશના રાજકુમારો તળેટીએ આવી ઉત્સુક ઉભા છે. મિનારના પગથાર ઉપર દુંદુભિ ગગડે છે.

ઉપલા ખંડમાં આજે ઉત્સવ મંડાયો છે. મહારાજની સીધી દેખરેખ નીચે આજે સઘળું શણગારમાં આવ્યું છે. દાસીઓએ પીળાં પટકુળ પહેર્યાં છે.

રજનીગંધા શુન્યમનસ્ક સમાન અવનત મુખે બારી નીચેના આસન ઉપર બેઠી છે. દાસીઓ સમીરણ વાય છે.

થોડી વારે રજનીગંધા ઉંચે જુએ છે, અને બારીમાંથી દૂર દૂર દૃષ્ટિને ફેલાવે છે.

**રજનીગંધા :**

મહારાજ ક્યાં છે?

**પહેલી દાસી :**

વચલા ખંડમાં આપની અનુજ્ઞાની રાહ જોતા બેઠા છે.

**રજનીગંધા :**

મારી અનુજ્ઞા?

બીજી દાસી:

હા, કુંવરીબા! એટલે એમ કે આપ જો શૃંગારસજ્જ હો તો રાજકુમારોને લઈને તેઓ ઉપર આવે.

રજનીગંધા:

ના ના, હું સજ્જ નથી; અને થવાની પણ નથી.

[ થોડી વાર નીચું જોઇ રહે છે. ]

તે શું સઘળા રાજકુમારો આવી ગયા?

પહેલી દાસી:

હા બા, સઘળા જ.

[ ફરી બારીમાંથી બહુ વાર જોઇ રહે છે. ]

રજનીગંધા:

ભરથરીના કાંઈ વાવડ? એય આવી ગયો?

[ બંને દાસીઓ નીચે જોઇ રહે છે. ]

રજનીગંધા:

કેમ કોઈ બોલતું નથી?

બન્ને:

અમને ખબર નથી, બા!

—બહારથી:

રજનીગંધા?

રજનીગંધા:

[ ઉભી થઇ જાય ] પધારો મહારાજ!

—બહારથી :

વારે વારે કેમ ભૂલી જાય છે કે કુંવારી રજનીગંધાને ન જોવાનું મને પ્રણ છે? હું તો તને પૂછવા આવ્યો છું કે જો તું તૈયાર હો, તો સૌને ઉપર લાવું.

રજનીગંધા :

[ કચવાતાં ] તૈયાર તો છું, પિતાજી! આપ સૌને લાવી શકો છો.

—બહારથી:

બહુ સારૂં, બેટા!

[ ઉતરતાં પગલાંનો અવાજ આવે છે. ]

રજનીગંધા :

[ બારીમાં દોડી જઇ ] દ્રૌપદીનાં ચીરહરણને સમયે છેલ્લી ઘડીએ શ્રીકૃષ્ણ દોડી આવ્યા હતા, તેમ છેલ્લી ઘડીએય તું આવી ચડીશ તો મારૂં જીવ્યું સાર્થક થશે, ઓ ભરથરી!

[ અસ્વસ્થ થઇ આંટા મારવા લાગે છે. ]

દાસી! જાવ, પિતાજીને કહો કે આજનો દિવસ અંધારો છે તેથી સ્વયંવર આજને બદલે આવતી કાલ ઉપર મુલતવી રાખવામાં આવે.

પહેલી દાસી:

જેવી આજ્ઞા, રજનીગંધાબા!

[ જવા જાય છે. ]

રજનીગંધા :

ના ના, ઉભી રહે. તો તો મહારાજ બહુ ક્રુદ્ધ થશે!

[ દાસી પાછી આવે છે. ]

—બહારથી :

રાજકુમારો પધાર્યા છે, રાજકુમારી!

રજનીગંધા :

[ અકળાઈ જઈ ] ઘડી એમને બહાર રાખો, મહારાજ! એક ઘડી. ના ના, મોકલો સૌને અંદર; કાંઈ પીડા નથી. પણ સૌને એક સાથે નહિ; હું અકળાઇ જઇશ. એક પછી એક કુમારોને પાઠવતા રહેશો.

—બહારથી :

તારી ખુશી, બેટા!

[ રજનીગંધા બારીમાં મુખ રાખી અસ્વસ્થ ઉભી રહે છે. એક રાજકુમાર પ્રવેશ કરે છે. એના હાથમાં કુન્દ ફૂલ છે. ]

કુન્દન :

[ પ્રણતી કરી ] સ્વપ્નસુંદરી! સ્વર્ગવાડીનું આ ફૂલ. ઇન્દ્રના વૈજયંત નામના મહેલને ઘેરીને નન્દનવન ઉભું છે. નન્દનવનમાં પાંચ વૃક્ષો છે; અને એ પાંચમાં કુન્દ સહુની વચ્ચે છે. ઉર્વશી નૃત્ય કરે છે ત્યારે કુન્દ ફૂલની કર્ણમંજરી કરે છે. પૃથ્વી ઉપર તારૂંય નૃત્ય અજોડ ઉર્વશીના જેવું છે. સ્થાપ આને કર્ણમંજરીએ!

રજનીગંધા :

[ મ્હોં ફેરવ્યા વિના ] રાજકુમાર ! કહેતાં મને દુઃખ થાય છે કેમ કે તમને દુઃખ થશે તેની ખાતરી છે. પણ રજનીગંધા તો વસુંધરાનું હાસ્ય ! એને સ્વર્ગનો વિલાસ ન ગમે.

[ રાજકુમાર ઝંખવાણો પડી ઉતરી જાય છે. બીજો રાજપુત્ર પ્રવેશ કરે છે. હાથમાં ગુલછડીનો ગજરો છે. ]

કાજળ :

[ પ્રણતી કરી ] આઠ રજનીનું જાગરણ કરી આવ્યો છું, ગંધા ! અને આ ગુલદાવરીનો ગજરો લાવ્યો છું.

રજનીગંધા :

[ મુખ ફેરવ્યા વિના ] રાજકુમાર ! ઉરમાં ન આણશો. પણ સ્ત્રીને પુરુષ પસંદ પડે, સ્ત્રી નહિ ! ગુલદાવરીમાં પૌરુષ નથી; અને સ્ત્રીમાર્દવની રજનીગંધામાં કયાં ખોટ છે ?

[ રાજકુમાર ગુલદાવરીના ગજરાને ચોળી નાખી રજની-ગંધા ઉપર ફગાવે છે. પછી ઉઠીને ચાલતો થાય છે. ]

રજનીગંધા :

ભરથરી ! મારા ભરથરી !

[ ત્રીજો રાજવી આવે છે. એની બાથમાં કાંચનપુષ્પો ભર્યાં છે. ]

કાંચન :

[ પ્રણતી કરી ] કાંચનવર્ણી ! તારે માટે આ કાંચનપુષ્પો. તું વનની પુષ્પા છે તો કાંચન અરણ્યનું ફૂલ છે. તારૂં માર્દવ અને કાંચનની અણીશુદ્ધ કઠોરતા: પૃથ્વી ઉપર દેવપુત્રો અવતરશે !

રજનીગંધા :

[ અવનત મુખે ] કાંચન ! તને શું કહું ? એટલી બધી શુદ્ધિને હું શું કરૂં ? મને મૃદુ દેહ છે; આરણ્યકને મારી શી અપેક્ષા ? અને મનેય અકળામણ થાય. તું ય સમજે છે તો !

[ ક્ષણનો પણ વિલંબ કર્યા વિના
કાંચન પગથિયાં ઉતરી જાય છે. ]

રજનીગંધા :

આવ; આવી પહોંચ, મારા ભરથરી ! પછી તું આવીશ, અને મને કોઈ ઉપાડી ગયું હશે; અને તારા આવવાનો અવસર નહિ રહે !

[ ચોથો પાટવી પધારે છે. એના
હાથમાં પ્રફુલ્લ પલાશની શાખા છે. ]

કિંશુક :

વનશાંતિ ! કવિઓએ મારા ફૂલને વનનો વડવાનળ કહ્યો છે. પૃથ્વીને વસંતઋતુનો તાવ ચડે છે, ત્યારે હું રોમાંચ થઇ ફૂટી નીકળું છું, ઋતુરાણી ! સૃષ્ટિનાં સહુ ફૂલોમાં

મારૂં વ્યક્તિત્વ અસ્પૃષ્ટ છે. તેને સ્પર્શી શકે માત્ર શાંતિ! મારો સાદ સૌને છે. મેં સૌને આમંત્રણ પાઠવ્યાં છે, કેમ કે વસંતથી એકલા નથી રહેવાતું. અને હું વસંતનું વરદાન છું. મારાં પલાશ સ્વીકારીશ?

રજનીગંધા :

[ સ્વગતઃ બહાવરી બની ] ભરથરી, ભરથરી! મારા ભરથરી, આવ! આવી પહોંચ. કોઈ મને ખેંચી જશે એમ લાગે છે. હું તાણ અનુભવું છું.

[ થોડી વાર શાંતિ છવાય છે. ]

કિંશુક :

વાસંતી પલાશ પસંદ છે, મેઘવી?

રજનીગંધા :

[ કિંશુક પલાશની પાંદડીએ પાંદડી પીંખી નાખી આખા ખંડમાં ઉડાડે છે, અને પછી ઉતરી પડે છે. ]

રજનીગંધા :

[ સ્વગત, બારીએ જઇ ] ગઇ કાલના માણસો મોકલ્યા છે, ભરથરી જ્યાં હોય ત્યાંથી તેને પકડી આણવા ! અને હવેય નહિ આવે તો........

[ ઉંબરો ઉલેટી પાંચમો પ્રવેશ કરે છે. એના હાથમાં ગંધરાજનો ગોટો છે. ]

કુમાર :

ફૂલરાણી ! ગંધરાજ લાવ્યો છું.

[ ઉભો જ રહે છે. ]

રજનીગંધા :

[ એકદમ ફરી ] ગંધરાજ ? ગંધરાજ ? જાણે રજની-ગંધાનો અનુરણન ! ક્યાં છે, ક્યાં છે ? આપો મને.

કુમાર :

[ હાથ લંબાવી ] તમે જ લઇ લો !

રજનીગંધા :

ના ના; મને ન ખપે. ન ખપે એ ! એ તો જોતજોતામાં કરમાઇ જાય, પીળાં પડી જાય !

કુમાર :

પ્રેમનો રંગ પીળો છે, કુમારી ! અને રજનીગંધા અને

ગંધરાજની બેલડીને તો કવિસમ્રાટે ગાઈ છે! વળી ગંધરાજની ખૂબી તમે સમજતાં નથી. એ પ્રફુલ્લપાંખડી હોય ત્યારે તો મહેકે, પણ સત્કર્મોની સ્મૃતિની જેમ પીળાં પડ્યા પછી–કરમાયા પછી એ સવિશેષ મહેકે છે. સ્વીકારી લ્યો એને, રાજકુમારી!

રજનીગંધા :

ક્ષમા કરો, ક્ષમા કરો કુમાર! મૃત્યુ પછીય જીવવાનું હોય તો શાંતિ ક્યારે સાંપડે? મૃત્યુની આશામાં તો મને જીવન સહ્ય થાય છે. કુમાર, પધારો! તમારું કરમાયલું મ્હોં મારાથી નથી સહાતું! રજનીગંધા અને ગંધરાજનું લગ્ન સ્વાભાવિક લાગે છે, કુમાર! પણ તેથી જ મને એ અકારું છે.

કુમાર :

જેવી મરજી, કુમારી!

[ ધીમે પગલે વિદાય થાય છે. ]

રજનીગંધા :

આવજો!

કુમાર :

ના...આ...રે!

[ ઉતરી જાય છે. ]

રજનીગંધા :

મેં ભૂલ કરી. કુમાર, કુમાર!

[ ઉંબરામાં જાય છે. ]

ચાલ્યા ગયા, ચાલ્યા ગયા કુમાર !

[ પગથિયાં તરફ જોઇ રહે છે. થોડી વારે ]

આ શું ? આ કોણ આવે છે ? પહેરેગીરો કોઇને પકડી આણે છે. ભરથરી તો નહિ હોય ?

[ અંદર આવી સ્વસ્થ થવા લાગે છે; સાડી સંકોરે છે. ]

ભરથરી ! મારો ભરથરી !

[ ભરથરીને પકડી બે પહેરેગીરો પ્રવેશ કરે છે. એના છોગામાં પીળાં પલાશ રાજે છે. રાજકુમારીનો ઇશારો થતાં પહેરેગીરો એને છોડી ચાલ્યા જાય છે. રજનીગંધા સ્તબ્ધ થઇ ભરથરીની આંખોમાં જોઇ રહે છે. છૂટો થતાં જ ભરથરી એકતારો શરૂ કરે છે અને સૂર પૂરે છે. ]

ભરથરી :

પાઠવ્યાં પાછાં કોણ ફરે ?
નીર નીતર્યાં ભેગાં ન થાય:
ડુંગરે ડુંગરે દેવળ ઉભાં,
ત્યાં પાછળ કેમ ફરાય ?
પીળાં પલાશનું ફૂલડું લાધ્યું,
જોબનપુરમાં જોબન વાધ્યું !

રજનીગંધા :

ભરથરી, ભરથરી ! તને આ શું થયું છે ? દેખે છે છતાં જાણે દેખતો નથી; બોલે છે છતાં જાણે બોલતો નથી !

[ ભરથરી મૂંગો રહે છે. ]

ભરથરી !

ભરથરી :

રજનીગંધા !

રજનીગંધા :

આપ મને તારું ચૂંટેલું ફૂલ ! કયું ફૂલ લાવ્યો છે ?

ભરથરી :

એકે ફૂલ લાવ્યો નથી, રજનીગંધા ! તું જે ફૂલ દેખે છે તે મારી સાથે આવ્યું છે; હું લાવ્યો નથી. વગડે વગડે હું ફરી વળ્યો અને ઝાડવે ઝાડવું જોઈ આવ્યો. અંતે આ પીળું પલાશ લાધ્યું. ગયો'તો તારે માટે લેવા, પણ એ મળતાં તું સરી પડી ! મને મારામાં જ તૃપ્તિ મળી. તારા સેવકો પકડી ન લાવ્યા હોત તો હું ત્યાં જ રહેત. પલાશનો સ્વભાવ પ્રસરવાનો હોય છે. પણ પીળું પલાશ અસામાન્ય હોઈ આત્મસંતોષી છે. પ્રભુની જેમ આત્મરતિનો દુર્ગુણ એની રેપાઓમાં ઢળ્યો છે. રજનીગંધા ! તને ખૂબ રાહ જોવડાવી મેં. અને રાહ જોવડાવી તેય તે અનંત કાળ સુધી એકલી

જ રાખવા ! પણ એમાં કોઈ શું કરે ? રજનીગંધા ! મને તો પીળું પલાશ લાધ્યું !

[ ગાય છે. ]

પાઠવ્યાં પાછાં કોણ ફરે ?
નીર નીતર્યાં ભેગાં ન થાય:
ડુંગરે ડુંગરે દેવળ ઉભાં,
ત્યાં પાછળ કેમ ફરાય ?
પીળાં પલાશનું ફૂલડું લાધ્યું,
જોબનપુરમાં જોબન વાધ્યું !

[ ગીત નીચે જાય છે. ]

રજનીગંધા:

[ જાણે સ્વપ્નામાં સરતી હોય તેમ એના ગીતનો પડઘો પાડતી એને અનુસરે છે. ]

પાઠવ્યાં પાછાં કોણ ફરે ?
નીર નીતર્યાં ભેગાં ન થાય:
ડુંગરે ડુંગરે દેવળ ઉભાં,
ત્યાં પાછળ કેમ ફરાય ?
પીળાં પલાશનું ફૂલડું લાધ્યું,
આગ મહીં વળી ઇન્ધન વાધ્યું !

[ મૂઢ થયેલી દાસીઓ એને અટકાવવાનું ભૂલી જાય છે. પડદોય નીચે ઉતરી જાય છે. ]

# જલતરંગ

## નૃત્યગીત

[ દસ બાર બાળકો બે ચક્કરમાં ગોઠવાઈ આ ગીત ગાય છે. લીંટી લીંટીના ભાવો વ્યક્ત કરતો અંગમરોડ કરી, દેહને ગતિ આપી જલતરંગનો નૃત્ય કરે છે. આખું ગીત બે વખત ગવાય ત્યાં સુધી નૃત્ય લંબાવે છે; અને બંન્ને વખત નૃત્યપ્રકારમાં ભિન્નત્વ આણે છે. ]

ભરદરિયામાં ચાંદો પડતાં,
ચક્કર ચડતાં અપરંપાર:
ઘોડા જેવાં મોજાં ચડતાં,
લગામ ના કે ના અસવાર.

પડતાં ચડતાં દિશ દિશ વાટે,
હણતાં ધસતાં દઈએ દોટ;
અડતાં ધરણીને સૌ ઘાટે,
પાછા ફરતાં આવે ઓટ.

સાખી

લાખ લાખ મોજાં અમે, અશ્વ સરીખી ડોક;
પછાડતાં અવની તટે, વાગે, તોય ન શોક.

દીવાદાંડી આઘે ઉભી,
બોલાવે પલકારો કરી:
આલિંગન જ્યાં કરવા જઈએ,
કોતર નિજનાં દેતી ભરી.

કાંઠે કાંઠે હીરા મોતી,
કોડી છીપની કરી આલ્પના:
ઉંડા ઉંડાણે પોઢીને,
સ્વપ્નદેશની ધરી કલ્પના.

ભરદરિયામાં ચાંદો પડતાં,
ચક્કર ચડતાં અપરંપાર:
ઘોડા જેવાં મોજાં ચડતાં,
લગામ ના કે ના અસવાર !

## પહેલું ચિત્ર—

સ્થળ : ઉદેપુરનો રાજમહેલ

કાળ : મધરાત

શયનખંડમાં રત્નજડિત પલંગ ઉપર નવ વરસનો રાજકુમાર અંજન સૂતો છે. પૂર્વ તરફની દીવાલમાં માત્ર એક જ બારી ઉઘાડી છે. બારી ઉપર મોતીનાં તોરણો ટાંગ્યાં છે. પશ્ચિમની દીવાલમાં બારણું છે. તેનાંય દ્વાર ખુલ્લાં છે.

આખો ઓરડો મખમલના ગાલીચાથી પથરાયલો છે. ઓરડાના ખૂણામાં હાથીદાંતની ઘોડીઓ ઉપર મારેલા મોરને મસાલો ભરી મૂકવામાં આવ્યા છે.

[ રાજકુમાર અંજન સ્વપ્નું સેવે છે. ]

**અંજનઃ**

સૂરજપ્રભુ ધરતીને હાથનો ટેકો દઈ ઉભા થયા ત્યારથી અહીં આવી બેઠો છું. હવે તો ત્રણ વાંસડાવા સૂરજપ્રભુ ઉંચા ચડી ગયા તોય કોઇ ન આવ્યું. બધા ભાઇબંધ મારાથી રીસાયા છે. સૌએ અબોલા લીધા લાગે છે.

પહેલાં તો ભળભાંખડું થાય ન થાય ત્યાં તો બધા આવી પહોંચતા, અને રમતગમતની ત્રમઝૂટ બોલતી. અને હવે? હવે સાતસાત દિવસનાં વહાણાં વાયાં પણ કોઇ ડોકાતુંય નથી!

[ નિસાસો મૂકે છે. ]

એક ઉપાય સૂઝયો! ચાલ, આજ તો ડેલીએ ડેલીએ જઇને સૌને સાદ પાડું. ઉંબરે ઉંબરે જઇને ઉભો રહીશ, અને અબોલાનું કારણ પૂછીશ.

[ સહેજ પડખું ફરે છે. ]

આ આવ્યું અજીતનું ઘર. બળ કરીને બૂમ પાડું તે સૂતો હોય તોય બેઠો થઈ જાય!

[ બૂમ પાડે છે. ]

અજીત? એ અજીતભાઇ? જરા બહાર આવને!

[ પૂર્વ તરફની બારીમાંથી કૂદી આઠ વરસનો અજીત અંદર આવે છે. અંજનના પલંગની પાંગત પાસે જઇને ઉભો રહે છે. એણે સુરવાળ અને અંગરખું પહેર્યાં છે. ]

**અજીત :**

અંજન! કેમ બહુ બૂમ પાડે છે? મારા બાપુ ઊંઘી ગયા છે. તે જાગી જશે તો મને ને તને બેઇને આવડે ઝાલીને બહાર કાઢશે!

અંજન :

પણ હું શું કરૂં, અજીત? તારી રાહ જોઇ જોઇને થાકયો તે તારે ઘરે આવ્યો! આજ સાત સાત દિવસથી ગામને પાદર નદીને કાંઠે આવીને તમારી રાહ જોતો બેસું છું. સૂરજ માથે આવે ત્યાં સુધી એકલો એકલો નદીના ખળખળ વહેતા પાણી ઉપર આંખોને તરવા દઉં છું, પણ તમારામાંથી એક ચરકલહુંય ફરકતું નથી! પહેલાં તો કેવા આપણે ગેડીદડો રમતા? કયારેક કયારેક તારા બાપની ઘોડી લઈ કેવા કૂદાવતા?

અજીત :

હા; તે હવે હું શાનો આવું? તું તો અમને મૂકીને ચાલ્યો ગયો અને રાજા થયો! અમને સૂવાને એક ઓરડો નથી ત્યારે તું રત્નજડિત પલંગમાં પોઢે છે. અરે જા, તારા જેવા નગુણાની તે ભાઈબંધી હોય? હું આ ચાલ્યો!

[ ચાલવા લાગે છે. ]

અંજન :

અરે પણ સાંભળ તો ખરો........

[ અજીત પશ્ચિમના બારણામાંથી બહાર નીકળી જાય છે. અંજન સહેજ પડખું ફેરે છે. ]

મેં તો ઘણી આનાકાની કરી તોય તે દિવસે સૌ સાથે

ગેડીદડો રમતો હતો ત્યાંથી તેઓ મને ઉપાડી રાજ-મહેલમાં લઇ ગયા, તેનું આ સૌને ખોટું લાગ્યું લાગે છે! પણ હું શું કરૂં ? તેઓ કહે છે કે હું રાજકુમાર છું! કાકા કિરપાણસિંહના ભયે મને રબારીને ત્યાં મૂકી ગયેલા. કાકાનું ખૂન કરી પાછો તેડી ગયા. મેં તો જવાની ઘણીય ના પાડી, પણ તેઓ માન્યા નહિ. અને હવે આ સૌને મનાવવા મુશ્કેલ છે.

[ નિસાસો મૂકે છે. ]

અજીત તો એવો નીકળ્યો. ચાલ આ પેમલાને પૂછી જોઉં. આ સામેનું ઘર એ જ પેમલાનું ઘર.

[ બૂમ પાડે છે. ]

પેમલા ? અરે પેમલાભાઇ ? જરા આમ તો આવ !

[ પૂર્વની બારીમાંથી કૂદી બાર વરસનો પેમલો અંદર આવે છે. એણે માથા ઉપર ફેંટિયું વીંટ્યું છે અને કડ ઉપર ઢીલું ધોતિયું પહેર્યું છે. અંજનના ઓશિકા પાસે જઇને પેમલો ઉભો રહે છે. ]

**પેમલોઃ**

તે રાજા થયો એટલે આમ ગોકીરો કરવાનો, એમ ? બાપુએ કહ્યું કે હળ જોડવા જવાનું છે. જરા ચાલ્યો ત્યાં તો ‘ પેમલાભાઇ ! પેમલાભાઇ ! જરા આમ આવોને ? ’ લે આ આવ્યો. બોલ, શું કામ છે ?

અંજનઃ

એમ આંખો ન ફાડ, ભાઈ ! હું તો તને રમવા બોલાવા આવ્યો છું. આજ સાત સાત દિવસથી આપણે મળ્યા નથી. પહેલાં તો તું મને તારે ખેતરે લઇ જતો. આપણે બન્ને ઠિચુડકિચુડ કોસ ચલાવતા અને ઢેલડીને ઘેરીને મોરલાઓ કૂંડાળે પડતા તે જોતા. અને હવે ? હવે તો સાત જનમેય જાણે મળ્યા ન હોઇએ તેમ....

પેમલોઃ

[ વચમાં ] તે હવે હું શાનો આવું ? તું તો રાજા થયો. રાજા સાથે મને રમતો ભાળે તો તો મારા બાપુ મને જ ખેડી નાખેને ! અને તને તો બેસવા માટે હાથી ઉપર સોનાની પાલખી; અને મારા બાપુની એક ઘોડી હતી તેય મરી ગઇ ! નવી ખરીદવા પાસે પૈસા નથી. પણ જવા દે એ વાત. બીજાના બંગલા ભાળીને તે કાંઈ પોતાનાં ઝૂંપડાં બાળી નખાય ? તારી સાથે વાતમાં મારી ખેડ રહી જશે ! હું તો આ ઉપડ્યો.

[ જવા લાગે છે. ]

અંજનઃ

[ હાથ લંબાવી ] અરે ભાઇ, ઘડી તો ઉભો રહે ! એક ઘડીમાં શું ખાટું મોળું........

[ પશ્ચિમના બારસાખમાંથી પેમલો બહાર નીકળી જાય છે. અંજન કરવટ બદલે છે. ]

ચાલ, ભીમજીને ત્યાં જાઉં. એ મારો ખરો દોસ્ત છે! બીજા બધા મને અળગો કરી ચાલ્યા જશે, પણ ભીમજી તો જરૂર મારી સાથે આવશે.

[ બૂમ પાડે છે. ]

ભીમજીભાઈ ઘરે છે કે? જો હોય તો કહોને કે અંજન આવ્યો છે તે વાંસલો મૂકી ઘડી બારીએ ડોકાય?

[ પૂર્વની બારીમાંથી ભીમજી કૂદી પડે છે, અને અંદર આવી અંજનના પલંગની પાછળ ઉભો રહે છે. એની ઉંમર દસ વર્ષની છે. માથાને ધારીના આકારમાં બોડાવ્યું છે ને વચમાં ચોટલી ફગફગે છે.]

ભીમજી :

કેમ અંજનભાઈ! આવે કટાણે મારૂં તે શું કામ પડયું? મારા બાપા સામે બેસી રંધો ખેંચાવતો હતો ત્યાં તારી બૂમ સાંભળી. શું કામ છે? જલદી બોલી નાખ. પાછું મારે કામ છે.

અંજન:

એમ ઉતાવળો થા મા, ભાઈ! હું તો તને રમવા તેડી જવા આવ્યો છું. પહેલાં તો તું મને કેવો તારે ત્યાં લઈ જતો અને વાંસલાથી મોઈ ઘડી આપતો? શિયાળામાં ભમરડા પણ ઉતારી આપતો. બધું ભૂલી ગયો, ભાઇ? હું ગામના મુખીનો અંજન. જો તો મારા મોઢા સામું, કાંઇ અણસાર આવે છે?

ભીમજી :

ગામના મુખીનો અંજન મટીને હવે તો તું ઉદેપુરનો રાણા અંજનસિંહ થયો! હવે તમારે ને અમારે શું? રાજા સાથે દોસ્તી ન હોય. જા, ભાઇ જા; મને મારૂં કામ કરવા દે.

[ ચાલવા લાગે છે. ]

અંજન :

[ બન્ને હાથ પહોળા કરે છે. ] અરે ભાઈ, વાત તો સાંભળ!

ભીમજી :

હવે વાત ને બાત!

[ પશ્ચિમના દ્વારમાંથી બહાર ચાલી જાય છે. અંજન પડખાભર થઇ નિસાસો નાખે છે. ]

હવે શું કરવું? કોઇ જ આવતું નથી. જાણે સૌ મારાથી દાઝતા ન હોય એમ દૂર ભાગે છે. ધનાઢેઢનાં છોકરાંને જેમ અમે 'ખશ, ખશ!' કરી દૂર કાઢતા તેમ હવે સૌ મને અળગો કરે છે! આવું રાજ મને....

[ શયનખંડ નીચે ડેલી ઉપર નોબત ગગડે છે. શરણાઇઓના સૂર ગાજી રહે છે. અંજન ચમકીને બેઠો થઇ જાય છે. બેબાકળાની જેમ આંખો ચોળતો આમતેમ જોવા લાગે છે. ]

આ શું? આ તો રાજમહેલનો શયનખંડ! આ રત્ન-

જડિત પલંગ! આ ખોટા સોરલા અને આ મખમલનો ગાલીચો! હીરા મોતીનાં તોરણતોરા અને મીનાકારી ફૂલદાન! હું અહીં ક્યાંથી? ક્યાં ગઇ પેલી માલણ નદી અને ગાંભુ ગામ? ક્યાં ગયો અજીત? અને ક્યાં ગયા પેમલો અને ભીસજી? [ થોડી વારે ] સ્વપ્નું, સ્વપ્નું એ તો!

[ પશ્ચિમના બારણામાંથી કારભારી પ્રવેશ કરે છે. એ આધેડ છે અને મૂછના વાળ ધોળા થઇ ગયા છે. ]

**કારભારી :**

મહારાજાને ઘણી ખમ્મા! નામદાર, હવે ઉતાવળ કરી નિત્યકર્મમાંથી પરવારી લ્યો! સવારના પહોરમાં દરબાર ભરાવાનો છે, અને આપણા ગુરુદેવ આપને રાજ્યતિલક કરવાના છે. ઉઠો, પધારો!

**અંજન :**

મારે નથી આવવું.

**કારભારી:**

કેમ, વળી શું થયું?

**અંજન:**

ઉદેપુરનું રાજ્ય નથી જોઇતું મારે! મને સોકલી દ્યો પાછો મારે ગામ! ગાંભા વિના મને ગમતું નથી.

કારભારીઃ

[ પાસે જઇ ] અરે એમ તે કાંઈ થાય, નામદાર ! ચાલો, હું આપને ઉપાડી લઉં. આપને ચાલવાની તસ્દી મટી.

[ અંજનને ઉપાડી ખભે બેસાડી નાચવા લાગે છે. ]

જાગો જાગોને બાળા રાજા !
ખવરાવું ઘી, ખાંડ, ખાજા !
હો જાગો, જાગોને બાળા રાજા !

સોનલા સિંહાસને રૂપાની ઘુઘરી !
કસબી કિનખાબ માંહી ઝાઝી જરી ભરી !
હાં રે ખૂબ વગડાવશું વાજાં !
જાગો જાગોને બાળા રાજા !

[ ગાતો નાચતો બાળા રાજાને તેડી જાય છે. ]

## છેલ્લું ચિત્ર—

સ્થળ: રાજમહેલ

કાળ: સવાર

રાજદરબાર ભરાયો છે. વચ્ચે ખાલી સિંહાસન છે અને અડખે-પડખે બે ચમ્મરધારીઓ ઉભા છે. પછી ખુરશીઓની હાર શરૂ થાય છે. એક બાજુ કારભારી, સેનાપતિ, રાજગુરુ, નગરશેઠ અને બીજા મહાજનો બેઠા છે; બીજી બાજુ વૈતાલિકોની મંડળી બેઠી છે. પાછળ હજુરિયાઓ ઉભા છે.

વૈતાલિકોના ગાન સાથે બહારથી આવતા નોબત શરણાઇના સૂરો ભળી જાય છે.

બે છડીદારો પ્રવેશ કરે છે. ]

**છડીદારો :**

મહારાજાધિરાજ અંજનસિંહની જય થાઓ ! ઉદેપુરપતિ ગોબ્રાહ્મણપ્રતિપાલ મહારાણા અંજનસિંહની જય થાઓ !

[ સર્વ સભાગણ જયજયકાર કરી ઉઠે છે. અંજન રાજાના વેશમાં પ્રવેશ કરે છે. એણે કીનખાબના કડિયા ઉપર તલવાર કસી છે. ઝવેરાતભર્યા સાફામાં કલગી ખોસી છે.

સર્વ સભાગણ ઉભો થઇ જાય છે. સૌ લળી લળીને સલામ ભરે છે. અંજન સિંહાસને જઇને બેસે છે એટલે સૌ પોતપોતાને સ્થાને બેસી જાય છે. રાજગુરુ ઉભા થઇ અંજનને માથેથી સાફો ઉતારી લઈ મુગટ મૂકે છે; પછી રાજતિલક કરે છે. ]

**રાજગુરુ :**

મહારાજાધિરાજ રાણા અંજનસિંહનો જય !

**સર્વ :**

[ જેની પાસે તલવારો છે તે મ્યાનમાંથી કાઢી ઉંચે ધરી રાખે છે. ]

મહારાજાધિરાજ રાણા અંજનસિંહનો જય !

[ થોડી વાર શાંતિ પથરાય છે. ]

**કારભારી :**

[ ઉભા થઇ અંજન પાસે જઇ ] મહારાણા ! હવે આપના હાથમાં ચિતોડનું રાજ્ય આવ્યું. આપ અમારા અન્નદાતા.

**અંજન :**

રાજ્ય આવ્યું એટલે ?

**કારભારી :**

એટલે હવે આપ જે ધારો તે કરી શકો. આપ હુકમ કરો એટલી વાર ! અમે સૌ આપનો પડ્યો બોલ ઝીલી લેવા આતુર ઉભા છીએ.

અંજન :

ઉભા ક્યાં છો ? કેટલાક તો નિરાંતે બેઠા છો !

કારભારી :

એ તો એમ જ કહેવાય, મારા ધણી ! મારા કહેવાનો અર્થ એ કે આપ અમારા અન્નદાતા, અને અમે સૌ આપના ચિઠ્ઠીના ચાકર.

અંજન:

એમ ? હું જેમ કહું તેમ કરશો ?

સેનાપતિ:

એમાં તે પૂછવાનું હોય, નામદાર !

અંજન:

તો જુઓ, સેનાપતિ ! હું જ્યારે ગાદીએ બેસવા દરબારગઢમાં પ્રવેશ કરતો હતો ત્યારે કેટલાક ગામડિયા જેવા જણાતા છોકરાઓ અંદર આવવા મથી રહ્યા હતા. પહેરેગીરો એમને બંદુકના કુંદા દેખાડી ડરાવતા હતા. જાવ તો બહાર, એ સૌને અહીં તેડી લાવો.

સેનાપતિ :

જેવો હુકમ, ખુદાવિંદ !

[ સેનાપતિ કુરનીસ બજાવી જાય છે. ]

અંજન :

[ વૈતાલિકો તરફ જોઇને ] તમે સૌ આઘા ખસી જાઓ જોઇએ ! એ સૌને બેસવાની જગ્યા કરી આપો.

[ વૈતાલિકો ઉભા થઇ દૂર જાય છે. સેનાપતિ પ્રવેશ કરે છે. તેમની પછવાડે પાંચ છ છોકરાઓનું ટોળું છે. અંજનને ભાળતાં જ સૌ દોડે છે. કોઇ એને ગળે વળગે છે; કોઈ એનો હાથ પકડે છે; કોઇ એના પગ ઝાલે છે. ]

અજીત:

અરે અંજન ! આમ તે હોય, ગાંડા ! ગાદીએ બેઠો પણ એક કંકોતરી સરખીએ નહિ ?

પેમલો :

અને અમને પેલા સિપાઇડા દબડાવતા હતા ત્યારે ભાઇસાહેબ આડી નજર કરી અંદર પેસી ગયા !

ભીમજી :

હોય ભાઇ હોય ! અમલ આંધળો છે. મોટા થયા પછી કાંઇ મહોબત રહે છે ?

કાનો :

પણ એલા અમને ઓળખે છે કે ભૂલી ગયો ? હું મુખીદાદાની ડેલીએ રોજ દાતણ નાખવા આવતો, ને તું મને રોટલી આપતો; યાદ છે ?

સેનાપતિ :

[ રૂઆબથી ] છેટા રહો સૌ; સાવ જંગલી જેવા છો ! તમે કોની સાથે વાત કરો છો તેની ખબર છે ? એ તો છે મહારાજાધિરાજ અંજનસિંહ !

કાનો :

હવે જા રે જા ! એ તો અમારો અંજણો ! અમારી સાથે ડુંગળીના દડા ચોરવા આવતો એ મુખીદાદાનો દીકરો ! [ અંજનને ગાલે બચી ભરે છે. ] ઝાઝું જીવ, મારા ભાઇ !

સેનાપતિ :

અરે હટો સૌ !

[ સૌ અચકાતા દૂર ઉભા રહે છે. ]

અંજન :

[ પ્રભાવથી ] સેનાપતિજી, તમે જરા બેસી જાવ તો !

સેનાપતિ :

પણ નામદાર, આ સહુ....

અંજન :

જુઓ, તમે કહેતા હતા ને, કે હું કહીશ તે સઘળું માનશો ?

સેનાપતિ :

હા, અન્નદાતા !

[ કસવાણું મોઢું કરી બેસી જાય છે.

નગરશેઠ:

[હાંફળા ફાંફળા] હું જ આ ચાલ્યો, મારા ખાવિંદ! લ્યો કાળાભાઈ આ મારો ખેસ, અને મારો ધુબાકા!

[કાળો પહોળો થઈને નગરશેઠની ખુરશીમાં બેસે છે. નગરશેઠ પડતા આખડતા ઉપડી જાય છે.]

અંજન:

અને સેનાપતિજી!

સેનાપતિ:

[જાણે તૈયાર જ હોય તેમ] જી મહારાજ! ઉપડું ને?

અંજન :

એમાં પૂછવાનું હોય?

[સેનાપતિ ચાલવા લાગે છે.]

અંજન :

પણ આ ખાંડું મૂકતા જાવ ખાંડું! જા અજીત, ઉઠાવી લે!

સેનાપતિ :

[તલવાર ઉતારી અજીતને આપતાં] હજી તો તલવારની મૂઠ જેવડા તો થયો નથી? લે, બંધા તલવારની કેડે!

[રોફમાં ને રોફમાં સેનાપતિ ચાલ્યા જાય છે.]

અંજન:

અને કારભારીજી!

અંજન :

કારભારીભાઈ !

કારભારી :

ઘણી ખમ્મા મારા બાપુને ! [ ઉભા થઇ અદબ કરે છે. ]

અંજન :

જુઓ, હું હવે મારા બોલ પાડવા માંડું છું; તમે સૌ એ ઝીલતા જજો હો ! જુઓ એકે નીચે ન પડે. તૈયાર !

કારભારી :

અમે સૌ તૈયાર છીએ આપની સેવામાં, નામદાર !

અંજન :

રાજગુરુ ! આપ સિધાવો. આપની પાઘડી આ શંકરને સોંપતા જાવ. આજથી હું શંકરને રાજગુરુ બનાવું છું.

રાજગુરુ :

[ નસાઇ ગયેલી કેરીના જેવું મોઢું કરી ] જેવી અન્નદાતાની મરજી !

[ પાઘડી મૂકી ચાલતા થાય છે. શંકર પાઘડી પહેરી ખુરશીમાં મરડ મરડ થતો બેસે છે. ]

અંજન :

અને કાળા ! જા જોઇએ; નગરશેઠનો ખેસ ઉતારી લે તો. તું આજથી ઉદેપુરનો નગરશેઠ.

નગરશેઠ:

[ હાંફળા ફાંફળા ] હું જ આ ચાલ્યો, મારા ખાવિંદ ! લ્યો કાળાભાઈ આ મારો ખેસ, અને મારો ધુબાકો !

[ કાળો પહોળો થઇને નગરશેઠની ખુરશીમાં બેસે છે. નગરશેઠ પડતા આખડતા ઉપડી જાય છે. ]

અંજન:

અને સેનાપતિજી !

સેનાપતિ:

[ જાણે તૈયાર જ હોય તેમ ] જી મહારાજ ! ઉપડું ને ?

અંજન :

એમાં પૂછવાનું હોય ?

[ સેનાપતિ ચાલવા લાગે છે. ]

અંજન :

પણ આ ખાંડું મૂકતા જાવ ખાંડું ! જા અજીત, ઉઠાવી લે !

સેનાપતિ :

[ તલવાર ઉતારી અજીતને આપતાં ] હજી તો તલવારની મૂઠ જેવડો તો થયો નથી ? લે, બંધા તલવારની કેડે !

[ રોફમાં ને રોફમાં સેનાપતિ ચાલ્યા જાય છે. ]

અંજન :

અને કારભારીજી !

અંજન :

કારભારીભાઈ !

કારભારી :

ઘણી ખમ્મા મારા બાપુને ! [ ઉભા થઇ અદબ કરે છે. ]

અંજન :

જુઓ, હું હુવે મારા બોલ પાડવા માંડું છું; તમે સૌ એ ઝીલતા જજો હો ! જુઓ એકે નીચે ન પડે. તૈયાર !

કારભારી :

અમે સૌ તૈયાર છીએ આપની સેવામાં, નામદાર !

અંજન :

રાજગુરુ ! આપ સિધાવો. આપની પાઘડી આ શંકરને સોંપતા જાવ. આજથી હું શંકરને રાજગુરુ બનાવું છું.

રાજગુરુ :

[ નસાઇ ગયેલી કેરીના જેવું મોઢું કરી ] જેવી અન્નદાતાની મરજી !

[ પાઘડી મૂકી ચાલતા થાય છે. શંકર પાઘડી પહેરી ખુરશીમાં મરક મરક થતો બેસે છે. ]

અંજન :

અને કાળા ! જા જોઇએ; નગરશેઠનો ખેસ ઉતારી લે તો. તું આજથી ઉદેપુરનો નગરશેઠ.

ગુમાનસિંહ :

અહીં આવીને આ મોટાં કટાયેલાં પતરાં લટકાવીને બેસી ગયો છે, તે તારો કયો દાદો ઘોડી પાવા જશે ? ચાલ ઉઠ જલદી, નહિ તો દઇશને એક ડેબાનો !

[ અજીત શિયાવિયા થઇ જાય છે. અંજન સામે જોતો જોતો બાપુની આગળ થઈ જાય છે. ગુમાનસિંહ પણ તેની પાછળ નીકળી જાય છે. ]

અંજન :

[ પગ પછાડી ] ગુમાનસિંહ એના મનમાં સમજે છે શું ? મારા સેનાપતિનું અપમાન ! કાલે સવારે એનું ઘાણીએ ઘાલીને તેલ કાઢો, સમજ્યાને ભીમજીભાઈ કારભારી ?

ભીમજી :

હા મારા અન્નદાતા !

[ લાખો સુતાર પ્રવેશ કરે છે. ]

લાખો :

હવે અન્નદાતાની પૂંછડી નહિ ભાળી હોય તે ! આઠ આઠ વાગી ગયા ને દુકાનમાંથી હજી છોડિયાં નથી ઉપાડ્યાં તે તું તારા મનમાં....

[ એ ભીમજી તરફ ધસે છે એટલે ભીમજી પલાયન કરે છે. લાખો પણ પાછળ પાછળ જાય છે. ]

અંજન :

એ બે બાયલાઓ તો ગયા. પણ કાના, કાળા, શંકર, પેમલા ! તમે બધા મક્કમ રહેજો.

શંકર :

જાન જાય તોયે તમને ન છોડું, મારા નામદાર ! એ શું બોલ્યા ?

[ ચકલી ભટ પ્રવેશ કરે છે. એના હાથમાં લોટ માગવાની તાંબડી છે.]

ચકલી ભટ :

એલા શંકરિયા ! લે ઉપાડ આ તાંબડી, અને આદરી દે તારું 'દયા પ્રભુની !'

[ શંકર અને ચકલી ભટ ચાલ્યા જાય છે. ]

પેમલો :

આમાં કાંઈ સાર લાગતો નથી. પટેલ સીમમાંથી જો સીધા અહીં આવશે તો બળદને ઘોંકાવવાની આરથી મને જ વીંધી નાખશે ! અને એ વખતે કાંઇ આ અંજનો આપણો થઇને ઉભો રહેશે ?

[ ચાલવા માંડે છે. ]

કાનો-કાળો:

ભાઈ ! તું તો બહુ ઉતાવળો ! ચાલ સૌ સાથે જ જઇએ !

[ ત્રણેય જાય છે. અંજન એકલો પડે છે. ]

અંજન :

હવે શું થાય ? કરવા ગયા કંઈક અને થઈ બેઠું કંઈક ? બધાં જૂના અમલદારોને કાઢી નવા મૂક્યા, તો નવા એની મેળે નીકળી ગયા !

[ મૂંઝાતો આમતેમ ફરવા લાગે છે. બગાસું ખાઈ ]

અને પેટમાંય ગલુડિયાં બોલે છે !

[ સિંહાસન સળવળવા લાગે છે. સિંહાસનને ઉથલાવી નીચેથી કારભારી બહાર નીકળે છે. ]

કારભારીજી ! આપ અંદર ક્યાંથી પેઠા ?

કારભારી :

[ ખુશાલથી હસતાં ] અરે મારા અન્નદાતા ! આપને હું કાંઈ છોડું ? કહેતો નો'તો કે એનાં કામ જે કરે ? અને આપને ભૂખ ભૂખ લાગી છે, નહિ ? આવો આવો; બેસી જાવ મારી ખાંધ ઉપર.

[ ઉંચકીને ખભે બેસાડે છે. ]

પણ હવે આવા ગાંડા ન થશો, હો !

[ ગાતા નાચતા લાગે છે. ]

આવો આવોને બાળા રાજા !
ખવરાવું ખાંડ, ઘી, ખાજા !
હો આવો આવોને બાળા રાજા !

સોનલા સિંહાસને, રૂપાની ઘુઘરી !
કસબી કિનખાબ માંહી, ઝાઝી જરી ભરી !
હાં રે ખૂબ વગડાવશું વાજાં !
આવો આવોને બાળા રાજા !

[ ઉભો રહીને સાખી ગાય છે. ]

ઘોડા ચણ્યા ખાય પણ
માણસથી ન ચવાય—
[ગદ્ય બોલી જઇ] જેનાં કામ જે કરે રે મારા બાપલા !
ન પચે એ ન ખાઇએ,
તો જ રહીએ સાજાતાજા !

હો આવો આવોને બાળા રાજા !
ખવરાવું ઘી, ખાંડ, ખાજા !
હો આવો આવોને બાળા રાજા !

[ નાચતો ગાતો જાય છે. ]

# ચાડિયો

નૃત્યગીત

ચાડિયાની જેમ કાટખૂણે હાથ રાખીને એક બાળક ઉભું રહે છે. અંગ સાવ સ્થિર રાખે છે, પણ ગાતાં ગાતાં પ્રત્યેક લીંટીના ભાવ મુખથી અને આંખથી વ્યક્ત કરે છે. ગીત બે ત્રણ વાર ગાય છે અને ક્ષણે ક્ષણે ગતિ કરે છે. અંતે ચલતી પકડે છે.

ઉડો કાબર, ઉડો ચકલાં,
ઉડો મેના પોપટ મોર;
હું આ ખેતરનો રખવાળો,
સઘળાં પેઠાં ક્યાંથી ચોર ?

થોર તણી આ વાડ ઉઘાડી,
 છીંડે બાવળ કાંટ ભરી;
તોય તમે ક્યાંથી અહીં આવ્યાં?
 સંતાકુકડી ક્યાંથી કરી?

સાખી

ઉડો કહું છું એટલું, હું શાણો રખવાળ;
ખેડૂત આવી જો ચડે, ગોફણ ઘાવ ઉછાળ.

મોતી-મૂઠશાં ડૂંડાં ઝૂલે,
 લીલો નીલમડો શો મોલ;
દાણો ઓછો એક ન થાશે,
 માલિકને મેં દીધો કોલ.

ખેડૂત આવે ઉડી જાઓ,
 એ જાતાં હું સાદ કરીશ;
ખોટા ખોટા ડોળા ફાડી,
 છૂપાઇને દાણા ધરીશ.

ઉડો કાબર, ઉડો ચકલાં,
 ઉડો મેના પોપટ મોર;
હું આ ખેતરનો રખેવાળ,
 સઘળાં પેઠાં ક્યાંથી ચોર?

સ્થળ: ટેકરી ઉપરની ફૂલવાડી
કાળ: પૂર્ણિમાની રાત.

એકદંડિયા મહેલ ફરતી રાજાની ફૂલવાડી છે. જુઇ, ચંપા, ચમેલી, જાઇ, જાસૂદ, શેવતી, ગુલછડી, ગુલમહોર, રજનીગંધા, કરેણ, કેવડો, પલાશ, ગુલાબ, ગુલદાવરી, બકુલ, મંદાર, કુંદ ને પારિજાત, વગેરે ભાતભાતનાં ફૂલોના રોપાઓની વાડી ઉપર રાંગોળી પુરાણી છે.

વચ્ચોવચ સંગેમરમરનો હોજ છે ને એમાં ફુવારાઓ ઉડી રહ્યા છે. આસપાસ કાંચન ફૂલોની હાર છે.

હોજની એક બાજુ બટમોગરનો એક સુંદર છોડ ઉભો છે. એને વીંટળાઇને બે રાજકુમાર ને ત્રણ કુંવરીઓ બેઠાં છે.

ચંદ્ર ઉંચે ચડ્યો છે.

[ દાસી આવે છે. ]

દાસી :

અરે ! અહીં એકઠાં મળી બધાં શું કરો છો ? તમને ગોતવા તો આખી ફુલવાડી ફરી વળી ! ઝાડવે ઝાડવે જોઇ વળી, ને પાંદડે પાંદડે પૂછી લીધું.

પારૂલ :

[ દસ વરસની સોનેરી વાળવાળી રાજકન્યા ] તે એવું તે શું કામ છે ?

દાસી :

શું કામ છે? વાહ રે બેનબા! તમેય જબરાં લાગો છો! આ ચાંદામામાએ આકાશમાં ચોથું પગલું ભર્યું તેનુંય ભાન નથી લાગતું! હવે કાંઇ ઊંઘબૂંઘ આવે છે કે નહિ? બાસાહેબ તો વાટ જોઇ બેસી જ રહ્યાં છે.

કિરણ :

[ આઠ વરસનો માંજરી આંખવાળો રાજપુત્ર ] તે જા; તારાં બાસાહેબને સૂવાડી દે.

દાસી :

બાસાહેબ તો પોતાની મેળે સૂઈ શકે તેવડાં છે. મારે સૂવાડવાનાં તો તમને સૌને છે. અને તોય તે તમારી વિના બાસાહેબને ઊંઘ કેમ આવે?

અંજની :

[ બાર વરસની ગુલાબી હોઠવાળી રાજકુમારી ] અમારી વિના ઊંઘ કેમ ન આવે? ને ન આવે તોય શું, ભલે આખી રાત ઉજાગરો કરે! બાકી આજે અમે આ બટમોગરાને છોડીને ઉઠવાનાં નથી.

અદીપ :

[ ચૌદ વરસનો ચંદ્રમુખી પાટવીકુમાર ] ના, નથી ઉઠવાના ને નથી ઉઠવાના! તું જાને અહીંથી, દાસી! કોઈ મોટું હશે તો પરી બહાર નહિ નીકળે! જા, જલદી કર!

દાસી :

પરી ? શું ગાંડાં કાઢો છો, ભાઇ ! અહીં તો પરીયે નથી અને બરીયે નથી. ચાલો, ઉઠો છો કે બાસાહિબને બોલાવું ?

[ રાણી પ્રવેશ કરે છે. ]

રાણી:

શી ધમાલ છે આ બધી ? અહીં શું કરો છો આટલે મોડે સુધી ? ઊંઘ નથી આવતી તમને કોઇને ?

અદીપ:

તું ખીજા મા બા ! અમારે સૌને અહીં થોડું કામ છે. કામ પૂરૂં થશે કે તરત જ અંદર આવતાં રહેશું.

રાણી:

એવું તે શું કામ છે, બેટા !

અમોલા:

[ ૭ વરસની કુંદકળી જેવી રાજબાળા ] કહું ? કહું, બા ?

[ બધાં એની સામે આંખ તાણે છે, એટલે શરમથી નીચું જોઇ જાય છે. ]

રાણી:

કેમ એને ડરાવો છો સહુ ? બોલ, બેટા ! એમ ડરીએ નહિ, હો !

અબોલા:

એ તો મોટી બહેન કહેતાં હતાંને કે બટમોગરાના ફૂલમાં સોનાપરી રહે છે, તે અમે આખી રાત ઉજાગરો કરવાનાં. રોજ રાતે ફૂલ ઉઘડે ને એ અંદરથી નીકળી અલોપ થઈ જાય છે. આજે તો અમે સહુ જાગતાં રહેવાનાં ને ફૂલમાંથી નીકળે કે પાંખો પકડી લેવાનાં!

કિરણ:

હું નહોતો કહેતો કે અબોલાને સાથે રાખવામાં માલ નથી? બધું બોલી નાખ્યું.

પારૂલ:

અને બધું બોળી નાખ્યું! હવે તે બા કંઇ જાગતાં રહેવા દે?

અંજની:

અને જાગતાં રહેવા દે તોય કાંઈ હવે તે સોનાપરી બહાર નીકળે? એ તો આજે પાતાળમાં ને પાતાળમાં રહેવાની!

અદીપ:

બિચારી રોજ પાતાળમાંથી મૂળમાં ને મૂળમાંથી થડમાં આવતી; થડમાંથી ડાળી વાટે ફૂલમાં પ્રવેશતી અને ફૂલ ઉઘડતાં બહાર નીકળી આકાશમાં ઉડી જતી! આજે બિચારીને અંદરનું અંદર પૂરાઇ રહેવું પડશે. અરેરે! એને કેટલો મૂંઝારો થશે?

રાણી :

બહુ ડાહ્યાં તમે તો! ચાલો, ચિંતા કરો મા! હું પારૂલને લઇને આ ચાલી. તમે તમારે જાગરણ કરો. ચાલ દાસી; ચાલ અબોલા બેટા!

[ અબોલા કચવાતી ઉભી થાય છે અને રાણી કને જાય છે. ]

આજેય તે પરી નીકળશે. એને શો વાંધો છે? પાંખ પકડીને થાકો ત્યારે આવજો પાછાં. અને અવાજ કર્યા વિના ઊંઘી જજો.

[ રાણી, અબોલા અને દાસી જાય છે. ]

કિરણ :

હાશ! હવે નિરાંત. હવે સોનાપરી જરૂર નીકળશે.

અંજની :

જરૂર, જરૂર! આપણે સૌ તો નાનાં છીએ. મોટીબહેન કહેતાં હતાં કે કોઇ મોટું હોય તો જ એ ન નીકળે!

પારૂલ :

અને જુઓને, ચાંદામામાય તે બહુ ઉંચે ચડી ગયા!

પ્રદીપ :

અને જુઓ, બટમોગરાની એક પાંખડી તો ઉઘડીય તે!

[ બધાં સાવ નજીક ઘેરકો વળીને બટમોગરાનું ફૂલ જોવા લાગે છે. ]

કિરણ :

હા....આ....ને ભાઈ!

અંજની :

કેવી સુવાસ મહેકે છે? જાણે અત્તરની શીશી ઉઘડી!

પ્રદીપ :

બહુ બોલો મા. અવાજ થશે તો સોનાપરી ડાળી સુધી આવી હશે તોય પાછી ફરી જશે.

પારૂલ :

ગાંડો રે ગાંડો! એમ કાંઈ અવાજ અંદર જતો હશે?

અંજની :

કેમ ન જાય? તો તો પછી પરી બહાર કેમ આવી શકતી હશે? આવવા જવાનું ફૂલમાં એકાદ કાણું તો હશે ને?

પારૂલ :

અંજની તો મૂરખી! કાણું તો હોય, પણ પાંખડીઓથી ઢંકાયેલું હોય ને? પરીના મહેલને પાંખડીનાં બારણાં હોય. એ ઉઘડે એટલે એ બહાર આવી શકે. પણ એ બંધ હોય ત્યાં સુધી અંદર કશું આવે કે જાય!

કિરણ :

[ હાથમાંથી બટમોગરાની ડાળને છોડી દઈ ] આપણને તો ભાઇ ઊંઘ આવે છે. કાંઈ ચોખ્ખું નથી સંભળાતુ, પણ કોઈ ધીમું ધીમું ગાતું હોય એમ લાગ્યા કરે છે.

પ્રદીપ :

[ કાન માંડી ] એલા હા....આ....ને ભાઇ ! કાંઈ સંભળાય છે તો ખરૂં !

[ ગીતના સૂર આવે છે. કિરણ ઝોકે ચડે છે. ]

સાતમે પાતાળ મારા દાદાના ડુંગરા,
રોજ રોજ એમાં ગાતી ફરૂં !
રજનીના ઓળા ઉગે જરી ત્યાં,
આભની મુસાફરી ઝટ આદરૂં !

કિરણ :

આપણાથી તો હવે નથી જગાતું. [ આળસ મરડી ] આંખ ચોળી ચોળીને ઉઘાડવા પ્રયત્ન કરૂં છું પણ કેમે કરી મટકું માર્યા વિના નથી રહેવાતું. આપણે તો આ સૂતા લાંબા થઇને ! જાગવું હોય તે જાગજો.

[ ખટમોગરાની એક બાજુએ ઢળી પડે છે. ]

અંજની :

કિરણભાઇ તો ઊંઘીયે ગયા, અને પારૂલનીય આંખો ઘેરાતી લાગે છે. ચાંદામામાય માથા ઉપર આવી ગયા ! સોનાપરી તો કોણ જાણે ક્યારેય આવશે ?

[ ફરી સંગીતના સૂર આવે છે; પારૂલ ઝોકે ચડે છે. ]

ધરણીનું પેટ ચીરી સોગરાનાં સૂળિયાં,
ડાળી સ્વરૂપે બા'ર ડોકું કરે !
લીલમડા પાંદડેથી દેખતી તારલા,
ફૂલડાં સ્વરૂપે સહેજ મરકી પડે !

**પારુલ :**

[ આળસ મરડીને ઉભા થતાં ] કેમે કરીને આંખ ઉઘડતી નથી. વારેવારે ઝોકું આવી જાય છે, અને પાંપણ પર પર્વતો બેસી જાય છે ! ચાંદામામા માથા ઉપરથી ખસી આથમણી તરફ પગલાં પાડી ચૂકચા ! બટમોગરાની કળીની કેટલીય પાંખડી ઉઘડી ગઈ ! તોય સોનાપરી ન આવી. મને તો મોટીબેનમાં વિશ્વાસ નથી. આપણે તો આ સૂતા !

[ બીજી બાજુ ઢળી પડે છે. ]

**પ્રદીપ :**

હવે તો આપણે બે જ બાકી રહ્યાં, અંજની !

**અંજની :**

અને હવે તો મનેય ઝોકાં આવે છે !

**પ્રદીપ :**

અરે, થોડી વાર ખમી જજે ! મોટીબહેન કહેતાં હતાં કે બટમોગરાને સો પાંખડી હોય. પચીશ પચીશ પાંખડીની ચાર ચકરડીમાંથી બે તો ઉઘડી પણ ગઈ ! હવે

એ બાકી છે. થોડી વારમાં એય ઉઘડી જશે અને અંદરથી સોનેરી પાંખોવાળી સોનાપરી મુક્ત થઇ કૂદી પડશે ! આપણે બન્ને તેની એક એક પાંખ ઉપર ચડી બેસશું, અને તારાઓના દેશમાં જશું !

અંજની :

અને પછી હીરામાણેકના મહેલમાં રત્નજડિત હીંચકાઓ ઉપર હીંચકશું ! કેવી મજા ?

[ વધારે નજીક ગીત આવે છે. અંજની ઝોકે ચડે છે. ]

મોગરાના મુખડેથી ફરકી–સરકીને
આભલાના ઉંબરમાં ઉડવા ચહું !
તારલાના ટોળામાં કુદડી ફરંતી,
એકને હસું એક ખોટું વહું !

અંજની :

પ્રદીપભાઈ ! હું આ ચાલી. હવે મારાથી નહિ જગાય. જાણે કોઈ આવીને પાંપણ ઉપર તાળાં મારી ગયું ! આ પચીશ પાંખડીની ત્રીજી ચકરડી પણ ઉઘડી, પણ સોનાપરી ન નીકળી ! તું જાગજે જાગવું હોય તો, અને જજે તારાઓના દેશમાં એની પાંખે ચડી ! ઇચ્છા થાય તો એકાદ સોનેરી પીછું લેતો આવજે મારે માટે !

[ ત્રીજી બાજુ ઢળી પડે છે. ]

પ્રદીપ :

હવે તો હું એકલો જ રહ્યો ! અને મારી આંખ ઘેરાવા લાગી. સોનાપરી તો કોણ જાણે ક્યારેય આવશે !

[ સાવ નજીકથી અવાજ આવે છે. પ્રદીપ ઝોકે ચડે છે. ]

નીંદરને હંસલે બેસીને ઉડતી,
બાળકોની દુનિયામાં ફરતી ફરૂં !
ધારણના સુરમા આંગળે ચડાવી,
એક એકની આંખ આછી ભરૂં !

પ્રદીપ :

એ આપણેય ચાલ્યા !

[ ચોથી બાજુ ઢળી પડે છે. બટમોગરાની ચોથી ચકરડી ખીલે છે, અને સો પાંખડીનો ડોડવો ડોલી રહે છે. સોનાપરી કિલકિલતી કૂદી પડે છે, અને નાચતી ગાતી ફુદડી ફરે છે. ]

સોનાપરી :

સાતમે પાતાળ મારા દાદાના ડુંગરા,
રોજ રોજ એમાં ગાતી ફરૂં !
રજનીના ઓળા આવે જરી ત્યાં,
આભની મુસાફરી ઝટ આદરૂં !

બે બાકી છે. થોડી વારમાં એય ઉઘડી જશે અને અંદરથી સોનેરી પાંખોવાળી સોનાપરી મુક્ત થઇ કૂદી પડશે! આપણે બન્ને તેની એક એક પાંખ ઉપર ચડી બેસશું, અને તારાઓના દેશમાં જશું!

અંજની :

અને પછી હીરામાણેકના મહેલમાં રત્નજડિત હીંચકાઓ ઉપર હીંચકશું! કેવી મજા?

[ વધારે નજીક ગીત આવે છે. અંજની ઝોકે ચડે છે. ]

મોગરાના મુખડેથી ફરકી–સરકીને
આભલાના ઉંબરમાં ઉડવા ચડું!
તારલાના ટોળામાં કુદડી ફરંતી,
એકને હસું એક ખોટું વઢું!

અંજની :

પ્રદીપભાઈ! હું આ ચાલી. હવે મારાથી નહિ જગાય. જાણે કોઈ આવીને પાંપણ ઉપર તાળાં મારી ગયું! આ પચીશ પાંખડીની ત્રીજી ચકરડી પણ ઉઘડી, પણ સોનાપરી ન નીકળી! તું જાગજે જાગવું હોય તો, અને જજે તારાઓના દેશમાં એની પાંખે ચડી! ઇચ્છા થાય તો એકાદ સોનેરી પીછું લેતો આવજે મારે માટે!

[ ત્રીજી બાજુ ઢળી પડે છે. ]

# વિદાય

નાટ્યપ્રયોગોમાં ભાગ લેનાર પ્રત્યેક તખ્તા ઉપર પોતાના નહિ પણ પાત્રના લેબાસમાં હાજર થાય છે; અને ડોલતાં ડોલતાં આ ગીત ગાય છે.

પધારજો સહેસાનો વહાલાં !
　　રાત પડી જામ્યો અંધાર
ઘણુણુણુ ઘણુણુણુ મેઘ ધ્રબુકે,
　　વીજ થશે ને થાશે ધાર !

ઘેન અમારી આંખે ચડતું,
　　દુનિયા જાણે ઝોકાં ખાય !
ઊંઘ સિતારી બજવે, ભાગો !
　　પરીઓના ડુંગર દેખાય !

૧૭,૫૧૫

**અદીપ-કિરણ-પારૂલ-અંજની :**

ના, ના, ના; તોડશો નહિ એ ફૂલ! એ તો સોનાપરીના મહેલનો દરવાજો છે!

**રાજબા :**

ચાલો, કાંઇ નહિ.

[ ચારેને આંગળીએ વળગાડી ચાલવા માંડે છે. બાળકો ગાતાં જાય છે. ]

આભલાના રાજા એક વેણ અમે માગીએ,
રાજબાને દે બે પાંખો સઢી!
રૂપાના વાળ એને હીરલાની આંખ બે,
પાંખ દે તો એય થાય સોનાપરી!

[ અરુણ ઉગે છે. ]

# વિદાય

નાટ્યપ્રયોગોમાં ભાગ લેનાર પ્રત્યેક તખ્તા ઉપર પોતાના નહિ પણ પાત્રના લેબાસમાં હાજર થાય છે; અને ડોલતાં ડોલતાં આ ગીત ગાય છે.

પધારજો મહેમાનો વહાલાં!
　　રાત પડી જાસ્યો અંધાર
ધણણણ ધણણણ મેઘ ધ્રબુકે,
　　વીજ થશે ને થાશે ધાર!

ઘેન અમારી આંખે ચડતું,
　　દુનિયા જાણે ઝોકાં ખાય!
ઊંઘ સિતારી બજવે, ભાગો!
　　પરીઓના ડુંગર દેખાય!

# શિક્ષણશાસ્ત્ર

| | |
|---|---|
| વાર્તાનું શાસ્ત્ર | ૧-૨-૦ |
| ડૉલ્ટન યોજના | ૧-૦-૦ |
| મોન્ટીસોરી પ્રવેશિકા (સચિત્ર) | ૦-૧૨-૦ |
| બાલશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણ | ૦-૧૦-૦ |
| પ્રા૦ શાળામાં શિક્ષણપદ્ધતિઓ | ૦-૮-૦ |
| પ્રાથમિક શાળામાં શિક્ષીવાચન | ૦-૫-૦ |
| દિવાસ્વપ્ન ( બીજી આવૃત્તિ ) | ૦-૧૦-૦ |
| ઘરમાં મોન્ટીસોરી ,, | ૦-૧૦-૦ |
| [illegible] નહોતું શીખું | ૦-૮-૦ |
| વિદ્યાર્થીઓનું માનસ | ૦-૬-૦ |
| અભ્યાસ કમિશનનો અહેવાલ | ૦-૬-૦ |
| પ્રાથમિક શાળામાં ભાષાશિક્ષણના ફેરફારો | ૦-૬-૦ |
| મૂંઝવતું બાળક | ૧-૦-૦ |
| પ્રાસંગિક મનન | ૦-૮-૦ |
| પરિચય પદ્ધતિ | ૦-૨-૦ |
| વાર્તા કહેનારને | ૦-૧-૬ |
| ઘરમાં બાળકે શું કરવું | મફત |
| બાળક્રીડાંગણો | ૦-૧-૬ |
| બાળવાર્તાઓનો વિનોદ | ૦-૧-૬ |
| બાળકોની અપૂર્ણતાઓ અને તેના ઉપાયો | ૦-૧-૬ |
| ગ્રામપુનર્ઘટના | ૦-૧-૬ |
| જુવાનો અને જાતીય પ્રશ્નો | ૦-૧-૬ |
| શહેરમાં મોન્ટીસોરી પદ્ધતિ | ૦-૧-૬ |
| વાચનમાળાના સિદ્ધાંતો | ૦-૧-૬ |
| શાસ્ત્રીય દૃષ્ટિ | ૦-૧-૬ |
| રખડુ ટોળી ( સમાલોચના ) | ૦-૧-૬ |

[ મુ૦ ૧૦ ૬..૦ ]

[ શિક્ષણનાં બીજાં પુસ્તકો માટે પાનું ઊંધું જુઓ ]

| | | |
|---|---|---|
| ૫૪ છેટાં રહેજો માબાપ | ૬૨ ઓતરાતી દીવાલો-૨ | ૭૧ વરત સંગ્રહ |
| ૫૫ મારી ગાય | ૬૩ બુદ્ધચરિત્ર | ૭૨ રમત જોડકણાં |
| ૫૬ કમળાબેનના પાઠો | ૬૪ ગુજરાત-મહારાષ્ટ્ર | ૭૩ શિવાજી મહારાજ |
| ૫૭ ગિરિશિખરો | ૬૫ જોડકણાં | ૭૪ દુહા અને સોરઠા |
| ૫૮ કાળા હાથ કાળી દાઢી | ૬૬ કહેવત સંગ્રહ | ૭૫ વિનોદ ટુચકા |
| ૫૯ ખળાવાડ | ૬૭ હરિશ્ચંદ્ર | ૭૬ બાળકોના લેખો |
| ૬૦ પૂછું ? | ૬૮ એમ કેમ ? | ૭૭ આપણે પોતે |
| ૬૧ ઓતરાતી દીવાલો-૧ | ૬૯ સાજા રહીએ | ૭૮ કાવ્યસંગ્રહ |
| | ૭૦ વ્યાકરણ પોથી | ૭૯ છેલ્લો પાઠ |
| | | ૮૦ સંપાદકોનું કથન |

## બાલસાહિત્ય ગુચ્છ ( એકંદર ૨૫ પુસ્તકો )

બધાંના રૂા. ૨-૧૧-૬ : પોસ્ટેજ રજીસ્ટ્રેશન ૦-૧૨-૦ જુદું

પરદેશનું પોસ્ટેજ ૧-૧-૦

| | | | |
|---|---|---|---|
| ૧ લાલ અને હીરા | ગિજુભાઈ | ૧૩ તિળ ક્યા ગુળ ક્યા | તારાબેન |
| ૨ ભેંશનાં શીંગડાંમાં | ,, | ૧૪ હેમુભાઇના પાઠો | ... |
| ૩ ગામડામાં ગયો હતો | ,, | ૧૫ જીવજંતુ | ગિજુભાઈ |
| ૪ આંબો રોપ્યો | ,, | ૧૬ ઠેકંઠેકા | તારાબેન |
| ૫ વિલાયતી વાતો | ,, | ૧૭ ટેક | ગિજુભાઇ |
| ૬ ટુચકાઓ | ,, | ૧૮ મેંડિયો | ,, |
| ૭ બે બાળનાટકો | ,, | ૧૯ તારાબેનના પાઠો | ... |
| ૮ દાદાજીની તલવાર | ,, | ૨૦ માજીએ કહેલી | મોંઘીબેન |
| ૯ તડૂતડ્ તડ્ડૂડૂડૂ | મોંઘીબેન | ૨૧ જોયું ને આંખ ઠરી | ગિજુભાઇ |
| ૧૦ વેઠનો વારો | રામભાઈ પાઠક | ૨૨ સટરપટર વાતો | ,, |
| ૧૧ નવાં વરતો | ગિજુભાઈ | ૨૩ ત્રેવીશમું પુષ્પ | ,, |
| ૧૨ વસંત આવી | ,, | ૨૪ ચતુર કરોળિયો | ચંદ્રશંકર ભટ્ટ |
| | | ૨૫ પંચામૃત | ગિજુભાઈ |

છૂટક કિંમત એકથી ત્રેવીશ પુસ્તકોમાં દરેકનો દોઢ આનો

ચતુર કરોળિયો ( ૬૪ પાનાં ) ૦-૩-૦ : પંચામૃત ( ૧૨૭ પાનાં ) ૦-૬-૦

# ધર્મશિક્ષણ

| | | | |
|---|---|---|---|
| ધર્માત્માઓનાં ચરિતો | ૦-૮-૦ | હઝરત મોહમ્મદપયગમ્બર(સ) | ૦-૩-૦ |
| બાલ રામાયણ | ૦-૧૦-૦ | સેન્ટ જોનનું ભાગવત | ૦-૮-૦ |
| ભગવાન્ બુદ્ધ | ૦-૩-૦ | જાતક કથાઓ | ૦-૮-૦ |
| અશો જરથુશ્ત્ર | ૦-૩-૦ | હિંદુ ધર્મની આખ્યાયિકાઓ | ૦-૮-૦ |

હિન્દુ ધર્મની આખ્યાયિકાઓ ખંડ બીજો ૦-૮-૦ [ કુલ રૂ. ૩-૧૧-૦ ]

# મહાભારતનાં પાત્રો

લેખક: **નાનાભાઇ**

બધાના રૂ. ૪-૦-૦: પોસ્ટેજ રજીસ્ટ્રેશન દેશમાં ૦-૧૫-૦; પરદેશ ૧-૫-૦

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ સૂતપુત્ર કર્ણ | ૦-૩-૦ | ૫ અર્જુન | ૦-૭-૦ | ૯ ભીષ્મ | ૦-૪-૦ |
| ૨ પાંચાલી | ૦-૪-૦ | ૬ યુધિષ્ઠિર | ૦-૪-૬ | ૧૦ ધૃતરાષ્ટ્ર | ૦-૨-૬ |
| ૩ દુર્યોધન | ૦-૩-૦ | ૭ કુંતી-ગાંધારી | ૦-૫-૦ | ૧૧ શ્રીકૃષ્ણ | ૦-૬-૦ |
| ૪ ભીમસેન | ૦-૪-૦ | ૮ દ્રોણ-અશ્વત્થામા | ૦-૫-૦ | ૧૨ મહાભારત કથા | ૧-૦-૦ |

[ **મહાભારત કથા** પાકી બંધાઇના ૦-૪-૦ વધારે ]

# પાઠ્યપુસ્તકો

| | | | |
|---|---|---|---|
| સંસ્કૃત ગુજરાતી લઘુકોશ | ૧-૮-૦ | ગુજરાતી કવિતા દ્વિતીય વર્ષ | ૦-૩-૦ |
| સંસ્કૃત પ્રથમ પુસ્તક(પમી વાર) | ૦-૭-૦ | ગુજરાતી કવિતા તૃતીય વર્ષ | ૦-૩-૦ |
| સુભાષિતરત્નમંજૂષા (બીજી આવૃત્તિ) | ૦-૪-૦ | ગુજરાતી કવિતા ચતુર્થ વર્ષ | ૦-૪-૦ |
| સંસ્કૃત દ્વિતીય પુસ્તક | ૦-૬-૦ | આપણા દેશનો ઇતિહાસ-૧ (દસમી આવૃત્તિ) | ૦-૬-૦ |
| સંસ્કૃત સુભાષિતો | ૦-૧-૦ | હિન્દી સુભાષિતો પ્રથમ વર્ષ | ૦-૧-૦ |
| ગુજરાતી કવિતા પ્રથમ વર્ષ | ૦-૨-૦ | હિન્દી સુભાષિતો દ્વિતીય વર્ષ | ૦-૧-૦ |

[ કુલ રૂ. ૩-૧૪-૬ ]